ॐ सद्गुरु ॐ

# अर्पणपत्र






श्री ब्रह्मार्पणमस्तु

ॐ ॐ ॐ

ॐकारबिन्दुसंयुक्तं नित्यं ध्यायन्ति योगिनः।
कामदं मोक्षदं चैव ॐकाराय नमो नम ॥ ॐ श्रुति ॥

ॐ

॥ ॐ सद्गुरु ॥

જામ્યા સાગર બ્રહ્મકા – બિચ પ્યાસા મરે સંસાર ! !

'આપા' ફેંક, પાણી પીએ, સદ્ગુરુ મિલે સો – ન્યાર –

ગુરુ ગુરુ ગુરુદેવકી જય ! – જય જય ગુરુદેવકી જય ! –

ગુરુ ગુરુ ગુરુ ૦



ૐ સદ્‌ગુરુ ૐ

# પ્ર સ્તા વ ના



**પરમ કૃપાળુ પરમાત્માની પૂર્ણ કૃપા વડે, દીવાને સાગરનું બીજું દફતર** એટલે છેલ્લાં **વીસેક** વરસનાં મહાનુભાવ **શ્રી 'સાગર'**નાં ભજનો, ગઝલો અને કાવ્યોના સંગ્રહનો ગ્રન્થ, આ પ્રમાણે પ્રસિદ્ધ કરતાં પ્રકાશકને અતિ આનંદ થાય છે.

એક રીતે જોતાં તો **આ ગ્રન્થને પ્રસ્તાવના**ની ખાસ જરૂર નથી, કેમકે, છેલ્લાં થોડાંક પૃષ્ઠ સિવાયનો લગભગ આખો જ ગ્રન્થ, ગુજરાત કાઠીઆવાડના ઘણા ભાગોમાં, પ્રત્યક્ષ તેમ જ પરોક્ષ રીતે, બહુ વરસોથી પરિચિત છે. પાદરા, જંબુસર અને ડીગ, સુરતથી માંડીને સરખેજ અમદાવાદ, તથા પાલનપુર, સિદ્ધપુર તેમ જ રાજકોટ, મોરબી અને ઠેઠ કચ્છ સુધીના ઘણાક ભાવિક ભક્તોએ ભરમંડળીઓમાં તેમ જ **મજલિસો**માં આ ગ્રન્થમાંના વસ્તુનું વારંવાર **શ્રવણકીર્તન** કર્યું છે અને તેથી ગ્રન્થની પ્રસિદ્ધિ પૂર્વે કેટલાં યે વરસોથી અત્રે ગ્રન્થિત થયેલ વસ્તુ તેમના સ્નેહની, અભ્યાસની અને અનુભવની બાબત થઈ ચૂકી છે; ઉપરાન્ત, મહાનુભાવ **શ્રી સાગરપ્રભુના** સેંકડોમિત્રો-અનુયાયીઓ અને **ભાવિક સજ્જનો**, જેઓ આ વાણીનું નિત્ય વા નૈમિત્તિક અધ્યયન અને ગાનતાન કરી રહેલ છે, તેઓ સર્વ પણ **આ દીવાનના બીજા દફતર**થી સુપરિચિત છે અને આમ હોવાથી જ, આ ગ્રન્થને પ્રસ્તાવનાની બહુ અપેક્ષા નથી.

છતાં, કેવળ જ નવીન વાંચનારને અર્થે, થોડાક ઉપયોગી ઉલ્લેખ મુનાસિબ છે.

**દીવાને સાગરનો પહેલો ગ્રન્થ - પાંચસો પૃષ્ઠનો -** ઈ. સ. ૧૯૧૬ના માર્ચમાં પ્રસિદ્ધ થયો હતો અને વધારામાં પચ્ચીસેક પૃષ્ઠનો **'દીવાને સાગર'નો ખાસ શબ્દકોષ** પણ તેમાં આપ્યો હતો.

અત્યારે **અલભ્ય જેવા** એ ગ્રન્થની તારીજ આ મુજબ છે :-
**દીવાને સાગરના પહેલા ગ્રન્થમાં:-**

**ઈ. સ. ૧૯૦૨થી ઈ. સ. ૧૯૦૮** સુધી પૃ. ૧ થી પૃ. ૬૬ સુધીનો **પહેલો** તબક્કો છે, જેમાં કવિતા અને ગીતો છે;

ઈ. સ. ૧૯૦૮ થી ઈ. સ. ૧૯૧૩ સુધી પૃ. ૯૯ થી પૃ. ૩૪૪ સુધી બીજો તબકકો છે, જેમાં કવિતા અને ગઝલો તથા ભજનો છે,

ઈ. સ. ૧૯૧૩થી ઈ. સ. ૧૯૧૬ સુધી પૃ. ૩૪૭થી પૃ. ૪૯૮ સુધી ત્રીજો તબકકો છે, જેમાં ભજનો અને ગઝલો તથા શ્રી નારદભક્તિસૂત્રનું ભાષાન્તર વગેરે છે અને પૃ. ૪૯૯થી પૃ. ૫૨૬ સુધી 'દીવાને સાગર'નો ખાસ શબ્દકોષ છે.

દીવાને સાગરના પહેલા દફતરનાં કોઈ કોઈ ભજન તો બહુ લોકપ્રિય થયાં છે – કોઈ કોઈ ચીજ તો 'ગ્રામોફોન'ના 'રેકર્ડ' ઉપર પણ દાખલ થયેલી છે

આ પ્રમાણે, એ પહેલા દફતરનો ગ્રન્થ ઈ. સ. ૧૯૦૧ થી ઈ. સ. ૧૯૧૬ સુધીના સોળ વરસનો સંગ્રહ હતો.

પહેલા ગ્રન્થના પ્રમાણમાં, અલબત્ત, દીવાને સાગરનું આ બીજું દફતર કદમાં ઘણું ન્હાનું થયુ છે. પહેલા દફતરની પેઠે, આ ગ્રન્થમાં પણ વીસ વરસના ત્રણ તબક્કા પાડ્યા છે અને તેની તારીખ આ પ્રમાણે છે :–

૧લો તબકકો
ઈ. સ. ૧૯૧૬ થી ઈ સ. ૧૯૧૮ સુધી પૃ. ૧ થી ૧૦૮.

૨જો તબકકો
ઈ. સ ૧૯૧૯થી ઈ. સ. ૧૯૨૨ સુધી પૃ. ૧૧૧ થી ૧૪૪.

૩જો તબકકો
ઈ સ. ૧૯૨૩ થી ઈ સ. ૧૯૩૫ સુધી પૃ. ૧૪૭ થી પૃ. ૧૯૦.

વિશેષ માટે, સાથેના ફેહરિસ્ત અને સૂચિપત્ર તથા ગ્રન્થનુ અન્તરંગ સુદ્ધાં હવે તો વાચક સમક્ષજ છે. વસ્તુનું અન્તરંગ ઉકેલાતા, મુમુક્ષુ સજ્જનોને સ્પષ્ટ પ્રતીત થશે કે ગ્રન્થકાર સદ્દગુરુ શ્રી સાગરરાજ પરમાત્માની સાથે પૂર્ણ અભિન્નતા અનુભવતા ત્રિગુણાતીત સન્ત પુરુષ છે અને પોતાના અખંડ બ્રહ્મસાક્ષાત્કારને પરિણામે જીવનો શિવ કરનારી રંગોન્મત્ત સૂફીની અને ગોપીની આશક્ી ભાવનાઓ દ્વારા પરમાત્માનો સંપૂર્ણ સ્વાનુભવ તેઓ શ્રીએ આ વાણીમાં પ્રકટ કર્યો છે. આપણા આધુનિક સાહિત્યમાં આ ગ્રન્થ અપૂર્વ છે અને અલૌકિક છે

આ ગ્રન્થનો ખાસ ધ્યાનથી અને માનથી અભ્યાસ કરનારને માટે 'મુમુક્ષુ વિચારણા' વગેરે શ્રી 'સાગર' નાં બીજાં પુસ્તકો ઉપરાન્ત, આ પુસ્તકો પણ જોવાની, અલબત્ત જરૂર છે :–

(૧) શ્રી અક્ષયવાણી – સટીક – ઈ. સ. ૧૯૩૨.
પ્રકાશક :– ધિ ગુ. વ. સોસાઈટી; અહમદાબાદ.

(૨) શ્રી કલાપીનો કેકારવ – સટીક – ઈ. સ ૧૯૩૧.
પ્રકાશક :– શ્રી જોરાવરસિંહજી સુરસિંહજી ગોહેલ. રાજકોટ.

(૩) સંતોની વાણી – ઈ. સ. ૧૯૨૦.
પ્રકાશક :– શ્રી ભગવાનજી મહારાજ; કહાનના બંગલો;
તા. જંબુસર; જિ. ભરૂચ.

ગ્રન્થકારના થોડાંક ઇંગ્લિશ પદ્ય, અગત્યનો શબ્દકોષ અને ગ્રન્થકારની બે છબિઓ તથા તેઓ શ્રીના જીવનની રૂપરેખા ('ગ્રન્થ અને ગ્રન્થકાર' ભા. ૨, પૃષ્ઠ ૧૨૦ – ૧૨૧ ઉપરથી) પણ, આ ગ્રન્થમાં આપવામાં આવ્યાં છે.

ગ્રન્થમુદ્રણમાં સુરત 'સુન્દર' પ્રિન્ટિંગ પ્રેસના માલેક રા. રા. ભાઇ શ્રી વિઠ્ઠલદાસે સ્નેહથી દરેક પ્રકારની સાહાય્ય કરી છે એ પણ અત્રે ઉપકાર સાથે ખાસ નોંધવું જોઇયે.

ગ્રન્થમાં કંઈ ભૂલચૂક કે દોષ લાગે તો તે માટે વાચકવિવેચક વર્ગને ક્ષમા કરવાની પ્રકાશકની સ્નેહભાવે વિજ્ઞાપના છે. ॐ

પાદરા; (વડોદરા રાજ્ય).
તા. ૨૨ : ૧ : ૧૯૩૧.
કે. અં. ઠક્કર.



[ ગ્રન્થ અને ગ્રન્થકાર ભા. ૭, પૃ.૧૨૦–૧૨૧ ]
પ્રકાશક ધિ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી ; અહમદાબાદ



## જગન્નાથ દામોદરદાસ ત્રિપાઠી ( सागर )



એઓ જ્ઞાતિએ ચાતુર્વેદી મોઢ બ્રાહ્મણ અને સરખેજના વતની છે. એમનો જન્મ જણુસરમા તા. ૭ મી ફેબ્રુઆરી, ૧૮૮૩ના રોજ દર ચૌદ વર્ષે આવતા શ્રી મહોદય પર્વને દિવસે થયો હતો. એમના પિતાનુ નામ સ્વ. માસ્તર દામોદરદાસ રણછોડભાઈ ત્રવાડી અને માતાનુ નામ ગ. સ્વ. રૂક્મણીબા છે એમનુ લગ્ન સન ૧૮૯૫મા બારેજડી સ્ટેશન પાસે ગામડી ગામે સૌ. ભાગીરથી સાથે થયુ હતું. તેમના પિતા માતા બન્ને કેળવણી ખાતામા હેડમાસ્તર અને હેડ મિસ્ટ્રેસ હતા.

પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ સાત ધોરણોનુ એમણે લીધેલુ છે અને અત્યારે તેઓ પ્રભુના નામનુ ભજનકીર્તન કરવામા વાનપ્રસ્થને અનુરૂપ એકાન્તિક જીવન ગાળે છે

કેટલોક વખત તેઓ ગુ. વ. સોસાઇટીની ઓફિસમા ગુજરાતી કોષના કામમા રહ્યા હતા, તે અરસામા તેમણે કલાપી વિષે કેટલાક મનનીય લેખો લખ્યા હતા. તેમણે 'જ્ઞાનસુધા'નું સપાદનકાર્ય કર્યું હતું લગભગ બે વર્ષ સુધી તેમણે "મોઢબ્રાહ્મણ" નામના માસિક પત્રનુ તત્ર ચલાવ્યું હતું. એમના પ્રિય કવિઓ કલાપી અને વેદાંતી અખાજી છે. એઓ એક સાગ કવિ અને તત્ત્વચિંતક છે એમની કવિતાનુ એક પુસ્તક "થાકેલું હૃદય" એ શિર્ષક હેઠળ "ખંડ કાવ્ય"ના રૂપમા પ્રસિદ્ધ થયેલુ છે સૂફીવાદની એમના કાવ્યોમા ચોખ્ખી ઝાંખી થાય છે, જે આધુનિક કવિઓમા ઓછી જોવામા આવે છે, અને તેમા "દીવાને સાગર" અદ્વિતીય જણાય છે. ગૃહસ્થી જીવન ગાળતા હતા, ત્રે એમણે "ગુજરાતી ગઝલિસ્તાન" નામની એક

ગુજરાતી ગઝલોનો સંગ્રહ કર્યો હતો, જે બહુ લોકપ્રિય નિવડયો હતો. એ ગ્રન્થના વિસ્તીર્ણ ઉપોદ્‌ઘાતે ગુજરાતના વિદ્વાનોનું પણ સારૂં ધ્યાન ખેંચ્યું હતું.

છેલ્લાં પંદર વર્ષથી તેઓ વડોદરા રાજ્યમાં પાદરા તાલુકામાં ચિત્રાલમાં આશ્રમ બાંધીને વાનપ્રસ્થનું એકાન્તિક જીવન ગાળે છે અને એમની આસપાસ એક મોટું અનુયાયી મંડળ ઉભું થયું છે. પ્રસંગોપાત્ત તેઓ જે ઉપદેશ કરે છે, તે લેખો ન્હાની પુસ્તિકા રૂપે છૂટક પ્રકટ થયેલા છે; જેમકે (૧) ગીતાનું હૃદય; (૨) ગીતાની વિચારણા; (૩) ૐ પ્રભુજીના કક્કા (૪) મુમુક્ષુ વિચારણા; (૫) સંતોની વાતો વગેરે અને તે એમના ઉપદેશની ગંભીરતા અને ગહનતાનો કંઇક ખ્યાલ આપશે.

હમણાં તેઓ એમના પ્રિય કવિ કલાપીના કાવ્યોનું નવું સંસ્કરણ, અસલ સાધનો પરથી ટીકા અને વિસ્તૃત ઉપોદ્‌ઘાતસહ કરી રહ્યા છે અને તે બહાર પડેથી, કલાપી વિષે તે એક અપૂર્વ અને પ્રમાણભૂત ગ્રન્થ થશે; તેમ અખાજીનો અપ્રસિદ્ધ કાવ્યસંગ્રહ તેમણે એકત્ર કરેલો છે, તે પણ નજદિકમાં બહાર પડે, એવો સંભવ છે. "સંતોની વાણી" નામના ગ્રન્થમાં, "અખાજીની પ્રણાલિકા" વિષે તેમણે ઉપોદ્‌ઘાતરૂપ સાઠેક પૃષ્ઠનો એક ઉપયોગી લેખ લખ્યો છે.

એક સહૃદયી કવિ અને તત્ત્વચિંતક તરીકે એમની કૃતિઓ વિચારણીય જણાશે.

એમની કૃતિઓ –

| | | |
|---|---|---|
| ૧. | થાકેલું હૃદય | પ્રથમાવૃત્તિ સન ૧૯૦૯ |
| ૨. | કલાપી અને ત્હેની કવિતા | ,, ૧૯૦૯ |
| ૩. | ગુજરાતી ગઝલિસ્તાન | ,, ૧૯૧૩ |
| ૪. | ગુજરાતી સાહિત્યમાં ગઝલનું સ્થાન | ,, ,, |
| ૫. | દીવાને સાગર દફતર પહેલુ | ,, ૧૯૧૬ |
| ૬. | મજનું જોગી અને ફિરસ્તો | ,, ૧૯૧૬ |
| ૭. | સ્વીડનબોર્ગનું ધર્મશિક્ષણ | ,, ૧૯૧૬ |

# અનુક્રમણિકા



ॐ अलख गुरुकी फतह

ॐ नीति धरमकी फतह — ॐ अलख ०

ॐ ॐ ॐ

# सूचिपत्र

ગુરુ થા ત્હારો તું જ, નથી કોઈ બીજું ભજવા;
બાહ્ય મુરતને ટાળ, વાળ અન્તરમાં સજવા.
શ્રી અખાજી

Be only Thou thy Master, Man!
१ None else there is for worship Thine,
Re-move the form external all in all,
Be-hold within the formless Form Divine

*It is the Lover, That veils The Beloved*
*Maulana Jalaluddin Rumi*

ગર ખુદા ન હો તો ખુદ બનાકે પૂજેંગે

---

मरेंगे मरेंगे मरेंगे हम —
२ गुरु! तेरे भजनमें मरेंगे हम गुरु! ०

હકધૂન લાગી – અનલહક લાગી – હકધૂન ૦

---

જય ગુરુ જય ગુરુ અલખ નિરંજન – જય ગુરુ ૦

---

હરિ ૐ હરિ ૐ જય ગુરુદેવ –
દત્ત નિરંજન જય ગુરુદેવ ! હરિ ૐ ૦

ગુરુ ગુરુ ગુરુદેવ નખશિખવ્યાપક–ગુરુ ગુરુ ૦

હરિ ગુરુ સન્તનકી જય જય – હરિ ગુરુ ૦

जय जय ॐ प्रभुजी ॐ।
जय जय ॐ प्रभुजी ॐ॥

॥ ॐ सद्‌गुरु ॥



# दीवाने सागर

## दफ्तर बीजुं



ई. स. १९१६ थी ई. स. १९१८



॥ ॐ सद्गुरु ॥

गुरु था रहारो तुं ज , नथी कोइ बीजुं भजवा ;
बाह्य सुरतने टाळ , वाळ अन्तरमां सजवा .

महात्मा श्री अखाजीनुं " अनुभवबिन्दु ."

*Be only Thou thy Master, Man !*
*None else there is for Worship Thine ;*
*Re-move the form external all in all ,*
*Be-hold within the formless Form Divine .*

*[ Translation of the Above . ]*

---

*It is the lover that veils The Beloved .*

*[ Moulana Jalal-ud-din Rumi . ]*

---

" ગર ખુદા ન હો , તો ખુદ બનાકે પૂજેંગે . "

॥ ॐ सद्‌गुरु ॥

# दीवाने सागर

## दफ्तर बीजुं

---

॥ गुरु गुरु गुरुदेवकी जय । जय जय गुरुदेवकी जय ॥ गुरु० ॥



## दयानिधि ! नमीए वारंवार



નમીએ વારંવાર, દયાનિધિ ! નમીએ વારંવાર !
દયાનિધિ! નમીએ વારંવાર! દયાનિધિ ! ૦

કોમલ, નમ્ર, સુશીલ બનાવો, આપો, પ્રભુજી! પ્રેમ;
પ્રેમ વડે, પ્રભુ! ગાઇયે, તમને, એ જ અમારૂ ક્ષેમ.
દયાનિધિ! નમીએ વારંવાર! દયાનિધિ! ૦

દીન, અબુધ, અપાત્ર અમે તો, અન્તર ભરીએ પ્રકાશ;
પાસે પળેપળ વસીએ, પ્રભુજી ! એક જ એ અભિલાષ.
દયાનિધિ ! નમીએ વારંવાર ! દયાનિધિ! ૦

મન, બુદ્ધિ, ચિત્તથી પાર, પ્રભુજી! તો યે દયા ઘનરૂપ;
ઉજ્વલ આપ બતાવી બરાબર', સાગર રૂપ અરૂપ.
દયાનિધિ! નમીએ વારંવાર' દયાનિધિ! ૦

---

# प्रेमकलह



અબ તો મૈં રાર કરૂંગી! –
પિયા! તુમસે અબ તો મૈં રાર કરૂંગી.
પિયા! તુમસે૦

આધી સી રૈનાં ગુમાઈ કહાં પર?! –
ના ના મૈં અસી ડરૂંગી. પિયા! તુમસે૦

ક્યા તુમ સમુઝત હમકો ખિલૌના?! –
નૈનાં ગૈં ના ના ભરૂંગી. પિયા! તુમસે૦

હઠિયે! છી! હઠિયે! અછી! પ્યારે! હઠિયે! –
ના ના મૈં હઠપે ચડુંગી. પિયા! તુમસે૦

ચુપ! રે ઓ તૂતી! લગાવી કયું ટાને! –
તોપે મૈં બિખ ના પીવૂંગી! પિયા! તુમસે૦

હંસ હંસકે ક્યા ફસાવત સાગર?! –
તોસે મૈં ના ના હસૂંગી. પિયા! તુમસે૦



# समुझन बिन सुख नाहीं



સમુઝન બિન સુખ નાહીં –
સન્તોં ભાઈ! બિન સમુઝન સુખ નાહીં.
સન્તોં ભાઈ!૦

નિજ સુખ કારન જલત રહત જ્યું –
ત્યું ત્યું ભડકત પશુતાઈ. સન્તોં ભાઈ!૦

ઈત, ઉત ઢુંઢત સબ સુખદાયી,
મનુવાકી યહિ મનુવાઈ. સન્તોં ભાઈ!૦

જોગી, જતિ, મુનિ, પંડિત, સબતેં –
આશકકી અધિકાઈ. સન્તોં ભાઈ!૦

જ્ઞાની, સનેહી ઉડાવત શાહી,
બૂઝત ક્યા કવિતાઈ?! સન્તોં ભાઈ!૦

ભેખ લીન્હો! ઉરપેં અમીસાગર –
ફિરત ફિરત ફિરી જાઈ! સન્તોં ભાઈ!૦



# પ્રલય



આતમપણુ ઉલ્લસે એવું એવું રે –
આતમપણુ ઉલ્લસે એવું એવું.
આતમપણુ૦

મનપણુ, તનપણુ, જગપણુ મિથ્યા! –
જગપણુને ક્યાં રૂહેવું રે?!
આતમપણુ ઉલ્લસે એવું એવું. આતમપણુ૦

પ્રલયાગ્નિ દવ પ્રબળ જળે ત્યાં –
બચવા મ્હારૂં કેવું રે?!
આતમપણુ ઉલ્લસે એવું એવું. આતમપણુ૦

પ્રલય થતો દશ દિશ પૃથિવીનો –
થનાર થાવા દેવું રે.
આતમપણુ ઉલ્લસે એવું એવું. આતમપણુ૦

શૂન્ય શિખર પર મ્હાલે પોતે –
સાગર લેવું ન દેવું રે!
આતમપણુ ઉલ્લસે એવું એવું. આતમપણુ૦



# सागर सूनकी नगरियां



મતિ આઓ મોરી ઝુંપરિયાં –
અજી! કોઉ મતિ આઓ મોરી ઝુંપરિયાં!
અજી! કોઉ૦

મોરી ઝુંપરિયાંકો ઘર ન ઘિરસ્થી!
પતિયાંકી મોરી મ્હડૈયાં! અજી! કોઉ૦

ચિકના સલોના ન મેવા મિઠાઈ! –
લૂખી હમારી બજરિયાં! અજી! કોઉ૦

શાલ દૂશાલા ન ગુદડી કમલિયાં –
ખાલકી મોરી સજડિયાં! અજી! કોઉ૦

છાંડિકે તન, મન, પીના અગમ રસ –
બિન મુખ ગૈબી ગગરિયાં! અજી! કોઉ૦

લાજ તજિકે ખેલાવત ખેલત –
સાગર સૂનકી નગરિયાં! અજી! કોઉ૦



# बाबा ब्रह्मविलासी



બ્રહ્મદેશકે બાસી –
બાબા બ્રહ્મદેશકે બાસી, બાબા૦

નામ, રૂપ, ગુન, દેશ, કાલમેં –
બાબા સદા ઉદાસી. બાબા૦

આશ, નિરાશ અતીત ઉભયસેં –
નાહીં ઉપાસ્ય ઉપાસી. બાબા૦

જિત જિત નજર ઠરે નિત સાંઈયા –
નિત મથુરા! નિત કાશી! બાબા૦

યોગ, અયોગસેં અલગ નિરાળા!
અવધૂત રૂપ અકામી! બાબા૦

આશિક સાગર છુપા મનસે –
બાબા બ્રહ્મવિલાસી! બાબા૦

# अजब अलख सुल्तानी



પડખીને પ્રેમે પિછાની!
    અહાહા! પડખીને પ્રેમે પિછાની! અહાહા!૦

અયિ! જિસ કાજે તજે રાજ રાજા,
    વહી તું હી! આપે લુભાની! અહાહા!૦

ચરરર ચિલ્વન તડતડ તૂટે —
    આપે લૂટાતી દીવાની! અહાહા!૦

તું હિ તનમનધન — તું હિ તું હિ ચેતન —
    તું હિ તું હિ પ્રેમણાની! અહાહા!૦

ભાન અભાન! દિસે ન દિસે કુછ —
    ધન! ધન! હાં! ઝિન્દગાની! અહાહા૦

મોજાં ઉડાવો! જી! હા! શાહ સાગર! —
    અજબ અલખ સુલ્તાની! અહાહા!૦



# गुरुगम खाई कटारी



ખેલ અખેલા ખેલારી ! –
    જોગીરાજા ખેલ અખેલા ખેલારી ! જોગીરાજા૦

અવઘટ ઘાટે તખત સૂન લીન્હા !
    સત્‌ગુરુકી બલિહારી ! જોગીરાજા૦

ગુન્જે અનુભી ભઁવર દોઉ દમદમ ! –
    સુરત નૂરત જાકી ન્યારી ! જોગીરાજા૦

ચન્દા, સૂરજ દોઉ કરત વઝીરી ! –
    પંચમ વેદ વિહારી ! જોગીરાજા૦

નારી જહા જાકો બેગ વ બેટી –
    ગણસો અગગત યારી ! જોગીરાજા૦

ગન સાગરનાત સૈયત જાને,
    ગુરુગમ ખાઈ કટારી ! જોગીરાજા૦

# सहज ओहंग सोहंग



રગ રગ ઉમડે અનંગ ! –
કહું કૈસે ? રગ રગ ઉમડે અનંગ ! કહું કૈસે ? ૦

મીલનો ભયો મોરે પ્યારે પિયુસેં ! –
દોનોં બને એક અંગ ! કહું કૈસે ? ૦

બનત બનત મોરી બન ગઈ લગની ! –
લાલન લીન્હો ઉચ્છંગ ! કહું કૈસે ? ૦

મૈં પિયુજીમેં ! મુઝીમેં પિયુજી !
આઠોં પહર પિયુસંગ ! કહું કૈસે ? ૦

નિગમ લિખત જાકો નેતિ નેતિ –
યે હિ અલખ અતિ જંગ ! કહું કૈસે ? ૦

સજની ! સુનો ! પિયુ સાગર ગુન્જત ! –
સહજ ઓહંગ સોહંગ ! કહું કૈસે ? ૦

---

# आवी दया न्होती जाणी !



આવી દયા ન્હોતી જાણી –
ધણી મ્હારા ! આવી દયા ન્હોતી જાણી ! ધણી મ્હારા !૦

પ્રીતિ, અહા ! શી અનન્ત તમારી ! –
મ્હારી તો મતિ યે મુઝાણી ! ધણી મ્હારા !૦

ચાંપી ઉરે ઉર કહી કહી કેવું ?! –
બોલ્યા પરમ ગુહ્ય વાણી ! ધણી મ્હારા !૦

કોણ દુહાગણ ?! બોલો સખીઓ !
સહિયરો ક્યમ ઝંખવાણી ?! ધણી મ્હારા !૦

રંગ અનંગ રંગે રંગ ઘૂમે –
ગમબસ ન્હી પ્રભુ માણી ! ધણી મ્હારા !૦

સાગર વર હો ગુરુ ઘરવાળા ! –
ધન્ય હું તો ધણીઆણી ! ધણી મ્હારા !૦



# ચાલો વૃન્દાવન વસીએ



ચાલો વૃન્દાવન વસીએ –
હાં હાં – રે હવે ચાલો વૃન્દાવન વસીએ !
રાસ માંડયો છે કુંવર કન્હૈયે !
હાં ! હાં ! રે હવે ચાલો વૃન્દાવન વસીએ !

ગોરસ રસભરી ગોપિકાને, ભર અનુભવ રસરંગ ;
માણે તે જાણે અમીથી અધિકડો અદ્‌ભુત પ્રેમઅનંગ ! –
અંગે અંગે કીધું ઘર રંગરસીએ !
હાં ! હાં ! રે હવે ચાલો વૃન્દાવન વસીએ !

છલક છલક છલકે ઉરપાત્રે, પ્રેમ મહા બ્રહ્માંડ ;
જેને પચે નહીં પ્રેમરસાયન, છો એ કૂટે કર્મકાણ્ડ ! –
લોકડિયાંના મ્હેણાં સુખે સુખે મહીએ !
હાં ! હાં ! રે હવે ચાલો વૃન્દાવન વસીએ !

સુણીએ – સુણીએ – બજી રહી બંસી – બેહદ બસ રણકાર ;
ચાલો સહિયર સાગર ઝટપટ – ઝૂલે છે નન્દકુમાર ! –
પરમ રતિમાં – હાં – રસબસ રહીએ .
હાં ! હાં ! રે હવે ચાલો વૃન્દાવન વસીએ !

# त्हारे घरे ए म्हेमान छे रे



ગાન છે ગાન છે ગાન છે રે –
મ્હારા હૈયામાં પ્રેમનું ગાન છે.
મ્હારા હૈયામાં પ્રેમનું ગાન છે.

ઓતું કે ઓતું નહીં તો ય શું થયું?
નાથજીના નેહનું નિશાન છે રે!
મ્હારા હૈયામાં પ્રેમનું ગાન છે.

વાતો ન પૂછશો મ્હને – હાં – પ્રભુની –
હૈયડું મ્હારૂં બેભાન છે રે!
મ્હારા હૈયામાં પ્રેમનું ગાન છે.

જાવ શું હસો છો – અલીઓ – હલેતી!
મતિ ગતિમાં મહાન છે રે!
મ્હારા હૈયામાં પ્રેમનું ગાન છે.

સૈયાં! મ્હારે તો ખોવાયું – કશું કશું –
કોણે કહ્યું કે 'એ કહાન છે' રે?!
મ્હારા હૈયામાં પ્રેમનું ગાન છે.

'જા! જા! ઓ સાગર! શું હિરદો છુપાવે?
'ત્હારે ઘરે એ મ્હેમાન છે રે!'
મ્હારા હૈયામાં પ્રેમનું ગાન છે.

# जानो – बुझो – जी ! बिचारो



જાનો – બુઝો – જી ! બિચારો –
હો યારો ! જાનો – બુઝો – જી ! બિચારો !

કૌન હો તુમ ? અરુ આયે કહાંસેં ? –
કહાં જીવ જાવણહારો ?
હો યારો ! જાનો – બુઝો ! જી ! બિચારો !

કીસીકો કહે જીવ ? પીવ કીસીકો ?
કૈસો હે નાતો તુમ્હારો ?
હો યારો ! જાનો – બુઝો ! જી ! બિચારો !

આપ ભયે કૈસે શરીરસજોગી ? !
કીની બિધિ ગભ યે પસારો ?
હો યારો ! જાનો – બુઝો ! જી ! બિચારો !

મારિકે મનકો અલખકી કટારી –
લે લો શબદકો સહારો.
હો યારો ! જાનો – બુઝો ! જી ! બિચારો !

મૈં નહીં – મૈં નહીં ! મૈં નહીં – સાંઇયા ! –
સાગર યું હિ નિસ્તારો !
હો યારો ! જાનો – બુઝો ! જી ! બિચારો !

# मूकी दो – मूको कर म्हारो – कृष्णजी !



મૂકી દો – મૂકો કર મ્હારો – કૃષ્ણજી !
વૃત્તિઓ કુમળી મ્હારી ભેદાય જો !
વનવગડે અડધે મારગડે એકલાં !
આ શું અટકાવી ? ઓ વ્રજરાય જો !
મૂકી દો – મૂકો કર મ્હારો – કૃષ્ણજી !

આવા જાવ જરી ! જીવણ ! જાણ્યા તમે !
મીટે મીટે ઝરતો મદભર ઝોક જો !
આપખાસાખી હું જેવી કોઈ નથી ! –
માચ્યાબોલી જાણે છે સહુ લોક જો !
મૂકી દો – મૂકો કર મ્હારો – કૃષ્ણજી !

આજ લગી ગોરસ લઈ જઈયે આવિયે –
નથી માગ્યા નથી રૂઠ્યા કોઈએ દાણ જો !
ઘેલા શા કહાવો છો ? ઓ કહાના ! તમે !
દઈયે તે શી રીતે જીવનદાન જો ?!
મૂકી દો – મૂકો કર મ્હારો – કૃષ્ણજી !

પળ – પળ – પળ ઉછળે ઘન સિન્ધુ અનન્તનો !
મુગ્ધ વિવશ મન સરિતા ! સાગર ઘોર જો !
ના – ના – ના ડૂબી – રે – ડૂબી રાધિકા –
તારો કે મારો તું નવલ કિશોર જો !
મૂકી દો – મૂકો કર મ્હારો – કૃષ્ણજી

# अगर – हां ! हुं हतो दानो –



અગર – હાં ! હું હતો દાનો – ઇજ્જત ને આબરૂવાળો !
કર્યો રહે ઘા, સનમ ! છાનો – ચલાવ્યો શો જબર મારો ? !
અગર ૦

દીધી ચૂમી અને લીધી !
સનમ ! તનમન ગયાં લૂટી !
મઝા શી લૂટમાં મીઠી ? ! પૂછે – હા – હાં ! લૂટાનારો !
અગર ૦

ચૂમે યા ગોદમા આપે –
ફકીરી ત્યાં જ તું આપે –
અગર, ઠગણી ! ઝબાં કાપે – હસે, હાં ! હાં ! ઠગાનારો !
અગર ૦

સનમની સોડનો સાથી !
રીસાવું તો તમારાથી !
ખસું ના ના પથારીથી – કરૂં – હાં ! હાં ! જરી ચાળો !
અગર ૦

સનમ દિલદાર સાગરની –
લૂટારી તું લૂટાનારી –
ઝુકીને કાનમાં, પ્યારી ! "લૂટારી તું તું" લવનારો !
અગર ૦

# भाग्यनी रेखाओ रूडी !



બૂડી બૂડી હું તો બૂડી –
અહા ! મધુસાગરમાં હું તો બૂડી ! –
બૂડી – બૂડી – બૂ .... ડી ! હે .... જી !

બાથે મ્હને લીધી નાથે અનન્તે
પેઠી પતાલે હું ઊંડી ! –
ઊંડી – ઊંડી – ઊં .... ડી ! હે .... જી ! બૂડી૦

ચાળે ચડાવી મ્હને મનમોહન !
મીઠી સમાધિમા સૂતી ! –
સૂતી – સૂતી – સૂ .... તી ! હે .... જી ! બૂડી૦

અધરે અધર અલબેલોજી ગૂંથે !
ઊંચે ઊડે – હું તો ઊડી ! –
ઊડી – ઊડી – ઊ .... ડી ! હે ... જી ! બૂડી૦

કેલિ કરે રસશેષ સ્વયંભૂ ! –
ભાગી ભાગી ભવચૂડી !
ચૂડી – ચૂડી – ચૂ .... ડી ! હે ... જી ! બૂડી૦

ધન્ય હો સાગર ઉર વ્રજવાસી ! –
ભાગ્યની રેખાઓ રૂડી ! –
રૂડી – રૂડી – રૂ .... ડી ! હે ... જી ! બૂડી૦

# भक्ति अमारे तो जोइये



મુક્તિ તે બીજી શી જોઇયે?!
ઉદ્ધવજી! ભક્તિ અમારે તો જોઇયે. મુક્તિ તે૦

જાવ – સિધાવો – અજી! જાવ – લાવો –
અલબેલોજી અમે જોઇયે!
ઉદ્ધવજી! ભક્તિ અમારે તો જોઇયે. મુક્તિ તે૦

શીર ઢાળી ઢાળીને કેશકલાપે
પ્રભુચરણો બસ લોહીએ!
ઉદ્ધવજી! ભક્તિ અમારે તો જોઇયે. મુક્તિ તે૦

ઘેલાં – છકેલાં છીએ, હા! હાં! છબિલાં!
પાયો અગમ રસ રસીએ!
ઉદ્ધવજી! ભક્તિ અમારે તો જોઇયે. મુક્તિ તે૦

'જ્ઞાની' કરો, જાવ – કૂડા જગતને –
જોગી થવુ જેણે જોઇયે.
ઉદ્ધવજી! ભક્તિ અમારે તો જોઇયે. મુક્તિ તે૦

ગુરુજી અમારે સ્વય ૐ સાગર –
મૂવા તે નવ અવતરીએ.
ઉદ્ધવજી! ભક્તિ અમારે તો જોઇયે. મુક્તિ તે૦

# तुं ए छे या बीजो सागर ?



"અગર આ ગીર્દી શી ચોગમ ? મરસિયા ફાતિહા શા પર ?"!
"ન જો આડું, પી! પી! પ્રીતમ! પડી છે શી ત્હને? પાગલ!"
"અગર ૦

"ગઝલ હું ગાઉં – નાચે તું
"તું ગા ગા ગીત – હું નાચું
"તું થઈ આશક – સનમ બસ હું! મઝા શી આજ રજનીભર!"
"અગર ૦

"ભલા! આ જૈફ હાલતમાં –
"ચડયો શી બેશરમ લતમાં ?"!
"જી! હા! અલમસ્ત વહદતમાં, પડયો કાયમ પથારી પર "
"અગર ૦

"જતી આ પાલખી શેની ?
"અબ્વગર્જિત થતી કોની ?"
"હયાતી મગ્ન આશકની અગર ના ના કબર અન્દર!"
"અગર ૦

"પરસ્પર દિલ અમર બિસ્તર –
"કફનમાં બસ બદન સુન્દર –
"હને–હા–હા! જનાઝા પર! તું એ છે યા બીજો સાગર?"
અગર" ૦

# जोजे – म्हने ए जाणती !



અયિ ! ઓ ! જરા બાજૂ બદલ – બહેલાવ દિલ ! દિલ દાબતી !
બસ જ્યાં બદન ખુલ્લુ અમલ – ત્યાં તો ઝખાં બીજી નથી.
અયિ ઓ ! જરા બાજૂ બદલ !

ગૂંથી લખે લખ શી હસે ! –
" દિલબર ! તું તો વટલી જશે ! "
હાં હાં કુનમ છે જો ખસે – બસ પા જ પા ! અય હાંફતી !
અયિ ઓ ! જરા બાજૂ બદલ !

ના હીન્દૂ યા મુસ્લીમ નથી.
અળગો છું નામોકોમથી :
તું તું ધરમ ! પ્યારી રતિ ! આ જૈફ દિલ બહેલાવતી !
અયિ ઓ ! જરા બાજૂ બદલ !

" મ્હેં સાભળ્યું – પ્યારા જિગર ! –
" ' સાગર ' સૂફી છે નામવર ! "
હાં – હોય – કોઇ હશે – અગર – જોજે મ્હને એ જાણતી ! !
અયિ ઓ ! જરા બાજૂ બદલ !

# ખૂબ ખૂબ !!



શી આજ મોઝમ રાતડી ! મસ્તો ! પીઓ બસ ખૂબ ખૂબ !!
લ્યો—પીપ ખોલો અબઘડી ! સાકી ! ભરો ! હાં ! ખૂબ ખૂબ !!
શી ૦

અય લોક ! આશક ના થજો :
જો થાવ તો પૂરા હજો :
ધન, માન, જાન બધું જજો—હો ઇશ્ક એક જ ખૂબખૂબ !!
શી ૦

દારૂ ? ન નામે ભાખવું :
બામણુ બનીને ભાગવું :
યા પીવું તો પી જાણવું—બસ પીવું પાવું ખૂબખૂબ ! !
શી ૦

ના જોવું ઓરતનું બદન—
બસ જાણવું જળતી અગન :
જો જોવી તો સુરત નગન—કરવી ખરાબી ખૂબખૂબ ! !
શી ૦

સાગર ફકીરી બાદશાહ—
ખાવું ન મંજૂર હર જગાહ—
જા—મારૂં છે પ્યાલું ક ચાહ—લકડી ધૂણીની ખૂબખૂબ !!
શી ૦

# ना ना गझल ललकारजो !



ના ના રહે દિલ હાથમાં, તો જાય ત્યાં બસ છો જજો !
ખુલ્લું મૂકો, હાં ! રાહમાં, ધાગો ન એકે રાખજો.
ના ના રહે દિલ ૦

દિલ બેઅદબ આવે પરત,
તો તો સજા લાઝિમ સખત;
દઇ નસીહતો તુરતાતુરત – એકાન્તમાં ફટકારજો.
ના ના રહે દિલ ૦

હાં ! આગના ભડકા મહીં –
જેથી જહાં ભડકી રહી –
તહીં નાહીને નાગાં થઈ – મયખાનું ઢૂંઢી આવજો.
ના ના રહે દિલ ૦

હો હો ખુદા ના ના કદિ –
તેની કશી કોને પડી ? !
છે ઝિન્દગી ઘડી બે ઘડી – ચડી, હાં ! નશે પાગલ હજો.
ના ના રહે દિલ ૦

પાજો પીજો બેખુદ બની !
અર્ઝી મગર આ જૈફની :–
મર્હુમ સાગરશાહની ના ના ગઝલ લલકારજો !
ના ના રહે દિલ ૦

# कोण छे ?



લાગી લગન ! બસ ! હાં લગન ! છોડાવનારૂં કોણુ છે ?
લાખ્ખો વિઘન ! ચહુંદિશ અગન ! પણ , છોડનારૂં કોણુ છે ?
લાગી લગન ! બસ ! ૦

આશક જુવે ના દુનિયા ! –
મસ્જિદ , દૈર મહીં જડયાં !
અય ! ચાવી લ્યો ! હાજીમિયાં ! પણ , સુણુનારૂં કોણુ છે ?
લાગી લગન ! બસ ! ૦

હિન્દુ કહે : " મ્હારો ધરમ ! –
" છે વેદમાં છુપ્યા ભરમ ! "
અજી ! તું જ કર ત્હારૂં કરમ – ' બામણુ ' થનારૂં કોણુ છે ?
લાગી લગન ! બસ ! ૦

બસ – ઇશ્ક એક જ બાદશાહ !
પૂરો ખરો આલમપનાહ !
આમીન કદમ જે ઇશ્કરાહ ! પણ , કત્લ થાતું કોણુ છે ?
લાગી લગન ! બસ ! ૦

"ખુદ સ્વર્ગથી આવ્યું લખન '–
" સાગર ! ઇન્સાન સો સો વખત ! "
અજી ! કિસ્મતે કાયમ તખત ! ત્યાં તે જનારૂં કોણુ છે ?
લાગી લગન ! બસ ! ૦

# दूल्हन वगरनो मांडवो !



દૂલ્હન વગરનો માંડવો ! ! એ ફિલસુફીથી પણ ઉપર ! –
છે મુન્સફી સૂફીની, અહો ! પણ, જાન શી આ વર વગર ? !
દૂલ્હન વગરનો માંડવો ! ૦

કાઝી કુરાન બધું ભણે !
બામણ ભલે મણકા ગણે !
પણ, કોઈ ના પૂરા બને, ચશ્મો મીચી પીધા વગર !
દૂલ્હન વગરનો માંડવો ! ૦

થા મર્દ ! પી ! હાં ! બેફિકર !
ભમતી નઝર બસ કેદ કર !
નથી કાંગળો અલ્લાહ અગર ચાલે જહાં ત્હારા વગર !
દૂલ્હન વગરનો માંડવો ! ૦

ચાલે ન ઇશ્ક ઉપરછલો –
દિલ સાત પડ ભેદી જળો –
દિલબર મળો યા ના મળો ! ના નાદ પણ 'તું તું' વગર ! ૦
દૂલ્હન વગરનો માંડવો ! ૦

ચડ ! આવ ! પી ! લે લાલ જલ !
જો મોતની પલ છે ચપલ !
પણ, ગા ન સાગરની ગઝલ દિલ પર ખરી મહોબત વગર ૦
દૂલ્હન વગરનો માંડવો !

# છેક વહી જાવું !



ખુદાને તો ખુદા જાણે ! અહીં તો બસ બધું આવું !
રહું દિનરાત મયખાને ! અહો ! હરદમ પીવું – પાવું !
ખુદાને તો ખુદા જાણે ! ૦

ભલા ! તું કોણ ? ને ક્યાંથી ?
કુબર પર કોણ સંગાથી ?
અગર-ભર પ્યાલી છલકાતી – પી ! લે ! લે ! આવ ! સમજાવું !
ખુદાને તો ખુદા જાણે ! ૦

નહીં મુસ્લીમ ! નહીં હીન્દૂ !
અજાતિ ને અનામી હું !
ખલકના ખેલ સહુ જાદૂ ! અસલ તો બસ ફના થાવું.
ખુદાને તો ખુદા જાણે ! ૦

હઠો ! ઓ નીતિનાં તાબૂત !
જગતના ઠગ બધા હડપૂત !
અગમ છે ઈશ્કના અબધૂત ! પીવું – પાવું અને ગાવું.
ખુદાને તો ખુદા જાણે ! ૦

ન કરશો સોબતે સાગર –
રખે-ઘર થાય દિલ અન્દર !
ફરો તો, હાં ! ઉપર ઉપર ! અગર બસ છેક વહી જાવું !
ખુદાને તો ખુદા જાણે ! ૦

# म्हारा कसम !!



દામન હું ના ના નહીં મૂકું – રીસાય તો મ્હારા કસમ !!
અયિ નાઝનીં ! કદમે ઝૂકું – તું જાય તો મ્હારા કસમ !!
દામન હું ના ના નહીં મૂકું૦

શો ઝુલ્મ કોમલ રૂપ પર ?!
કર્યું કુબ્જ બાંધ્યુ રૂંધ્યું અગર ?!
ગભરાય ખુલ્લી હવા વગર ! કર કૈં રહમ ! મ્હારા કસમ !–
દામન હું ના ના નહીં મૂકું૦

ખૂબ તંગ સીનાબંદથી –
કુમળો બદન ભાતો પડી !
કર ખુલ્લી જો જો છાતડી ! સાચ્ચું કહું ! મ્હારા કસમ !!
દામન હું ના ના નહીં મૂકું૦

મળ્યું કોણુ ? હાં ! શાને હતું ?
દેતું વચન બસ ચુમ્ગતું ?
જો ! જવાણ ! કેવું ખરૂં પડ્યુ ! પા – પા ! સનમ ! મ્હારા કસમ !
દામન હું ના ના નહીં મૂકુ૦

અહ ! મ્હેલ સાગરશાહના –
ખઝીના ઇજત અમ્બાણના !!
જો ! ઈશ્કમાં બિલ્કુલ ફના ! ના ના શરમ ! મ્હારા કસમ !!
દામન હું ના ના નહીં મૂકું૦

# ઘૂંઘટ હાલ શું જાણે ?



અગર પરદેશમાં ભમતો, વતનની વાત શું જાણે !
પ્રીતમના પ્રેમની વાતો, કુંવારી કોઇ શું જાણે ? !
અગર પરદેશમાં ભમતો૦

ન કર નાહક અગર ટક ટક !
લખ્યા કર જા કવિત – નાટક !
કલા નથી ઇશ્ક, અય મૂર્ખ ! હકીકત, હા ! તું શું જાણે ? !
અગર પરદેશમા ભમતો૦

તડપતો કાં ઇજ્જત ઉપર ? –
કલમપેશી કમી જરી કર ! –
ખિનાબો કર ખરિદ બહેતર ! શાનઓને તું શું જાણે ? !
અગર પરદેશમાં ભમતો૦

મગઝ ગુસ્તાક અક્કલ પર ! –
જિગર ગુસ્તાખ યા ખુદ પર ! –
ભમે મન લાખ બાબત પર ! ! તું જા ! જા ! ઇશ્ક શું જાણે ? !
અગર પરદેશમાં ભમતો૦

બલા ! શૉખીન ગાયનના !
" ઇ – ઇ – આ – આ " કરી તું ગા ! !
મગર, આગર શાનખીના તું ઘૂંઘટ હાલ શું જાણે ? !
અગર પરદેશમાં ભમતો૦

# सागर ब सागर ऊभर्यु !



અજી ! ઓ ફ઼લક ! સાચ્ચું કહો – હાં ! કોણ અહીં આવ્યું – ગયું ?
મ્હારી કબરનું તો, અહો ! નામો નિશાને ના રહ્યું !
અજી ! ઓ ફ઼લક ! ૦

આભાસ છે આલમ બધી :
હર લાલી શી ઉડી જતી !
કાયમ ખૂબી – હાં – ઇશ્કની ! જન્મ્યું, જીવ્યું મજરે પડયું !
અજી ! ઓ ફ઼લક ! ૦

લ્યો – લ્યો ! મિયાંજી ! જામ લ્યો !
અય હીન્દૂઓ ! જરી તો પીઓ !
કદિ વખ્ત આવો ના મળ્યો ! શીરાઝ આજ અહીં બન્યું !
અજી ! ઓ ફ઼લક ! ૦

અજી ! કાલ મયખાને પીતા –
બામણ બિરાદર બે દીઠા ! –
પી પી અને રાજી થતા ! "સાબ્બાશ ! યારો !" મ્હેં કહ્યું !
અજી ! ઓ ફ઼લક ! ૦

"હાં ! હાં ! જઈફ઼ીના કસમ !
"હરદમ કહો કોને સનમ ?"
ચુપ ! ચુપ ! હઝમ કર એકદમ સાગર બ સાગર ઉભર્યું !
અજી ! ઓ ફ઼લક ! ૦

# शतरंज बस जीवन्त ! हां !



દિલદાર ના દર્શન પછી, દિલની દશા બદલઈ ગઈ !
કારી કટારી તીરછી – દિલ પાર બસ ચાલી ગઈ !
દિલદારના દર્શન પછી ૦

મુજ આબરૂના મ્હેલને –
પાતાલ પાયો ખોદીને –
દાટી ખીલી કેં પૂર્વજે ! હાં ! કેવી પણ હાલી ગઈ ! !
દિલદારના દર્શન પછી ૦

અય ઓ જગન્મીમાંસકો !
ચેતી શકો તો ચેતજો !
પાછળ શરાબી આશકો ! ઘર પર છુપી પ્યાલી ગઈ !
દિલદારના દર્શન પછી ૦

જરી ચાખવા, અરે ! થાય મન ! –
પીતાં પીધું – વધતી અગન !
આ રોજનુ જ હવે વ્યસન – દિલ્બર ગળે ઘાલી ગઈ !
દિલદારના દર્શન પછી ૦

શી રંગભૂમિ આ જહાં ! –
સાગર સનમ ખેલી રહ્યાં ! –
શતરંજ બસ જીવન્ત ! હાં ! – લાખ્ખોં વખત ઢાળી ગઈ !
દિલદારના દર્શન પછી ૦

# हतो ; पण खामी अक्कलनी !



ઠર્યું ઘરનું જ મયખાનું ! હવે, યારો ! કશો ડર શો ?
નઝીકનું ઠીક ઠેકાણું ! ભૂલેચૂકે ન ભટકાશો !
ઠર્યું ઘરનું જ મયખાનું ૦

હમારે મસ્ત મયખાને,
રહમ કરી યાર દિલ્જાને !
મના છે – બસ – ઇજતખાંને – હઠો ! હાં ! જાવ યા મરશો !
ઠર્યું ઘરનું જ મયખાનું ૦

પીએ છે ભલભલા બામણ !
દિલે આલ્બેલી સોહાગણ !
ન છૂટે છોડવ્યું દામન ! અડગ આશક હિમાચલ શો !
ઠર્યું ઘરનું જ મયખાનું ૦

લીધી દિલ્દાર ઉચ્છંગે –
કટોરી તર ભરી રંગે !
બજે "તાધિન્–તધિન્"– સંગે ! અહાહા ! ઠાઠ અદ્‌ભુત શો !
ઠર્યું ઘરનું જ મયખાનું ૦

જી ! હાં ! તારીફ કરો કોની ?
શું . મર્હુમ મસ્ત સાગરની ?
હતો ; પણ ખામી અક્કલની ! અગર તો હોત શાયર શો ?!
ઠર્યું ઘરનું જ મયખાનું ૦

## “ सनम तमारी , सागर ! ”



ઇજ્જત અગર હમારી – કોણે બિગાડી દીધી ?!
પૂછયુ : – ‘ શનાખદારી – જરી કમી શુ કીધી ?’ !
ઇજ્જત અગર હમારી ૦

પંડિતજી ! પીપ ખોલો !
કાઝી ! કવ્વાલી ખોલો !
ગુલાબી પ્યાલી લો – લો ! હાં ! હાં ! જી ! મીતું કીધી !
ઇજ્જત અગર હમારી ૦

બિછાવ , દોસ્ત ! વલ્કલ !
બેહિશ્ત બન્યુ જગલ !
ઇનામમા કમડલ ! જહા જલાવી દીધી !
ઇજ્જત અગર હમારી ૦

કાશીથી શાસ્ત્રી આવ્યા –
મ્હેમાન મ્હેં બનાવ્યા !
મિયાંજીથી મિલાવ્યા ! – ભેગી ઉજાણી કીધી !
ઇજ્જત અગર હમારી ૦

“ સનમ તમારી ’ સાગર ! –
“ લગાવી કર ગળા પર –
“ ચઢી પલાઠી ઉપર ! તજી શુ લાજ દીધી ?!”
ઇજ્જત અગર હમારી ૦

# જ્યમ જ્યમ દરદ આવ્યાં કરે



જ્યમ જ્યમ દરદ આવ્યાં કરે, ખૂબ ખૂબ ખૂશી ત્યમ માણવી:
સમજી જવું કે દિલબરે કંઇ ભેટ આપી નવી નવી!

જ્યમ જ્યમ દરદ ૦

સુખ કાજ શાને આથડે?
સુખ દુઃખ બધું છે મન વડે:
મનથી ચડે, મનથી પડે, મનથી બન્યુ છે માનવી.

જ્યમ જ્યમ દરદ ૦

આશક થવુ નથી મશ્કરી –
દિલદારથી ખરી દિલબરી:
આ ખલ્કને ખારી કરી, મર્દાનગી બતલાવવી.

જ્યમ જ્યમ દરદ ૦

શી પ્રીતિ ચીજ, અહો! બડી!
ન ટકે બીજી જ્યા વાતડી!
ખપ હોય તેણે અણઘડી સારી જહાને પી જવી!

જ્યમ જ્યમ દરદ ૦

સાગર જીતી લીધી ઝિન્દગી!
અવ્વલથી, હા! આખર લગી!
બમ હોય સાચ્ચી દિલ્લગી તો મુફતમાં લ્યો લઇ જવી!

જ્યમ જ્યમ દરદ ૦

# लब पर लखेल अलख धरम !



બસ ઈશ્ક ઈશ્ક પુકારવું ન ઇતર ધરમ ન ઇતર કરમ !
પૂરેપૂરા પાગલ થવું – બનવુ બરાબર બેશરમ !
બસ ઈશ્ક ઈશ્ક ૦

સાથે કશું ના આવશે :
જે આવ્યુ જ્યાથી ત્યા જશે
કર ખ્યાલ – શી હાલત થશે ? લે પ્યાલી પી ગમ્માગરમ !
બસ ઈશ્ક ઇશ્ક ૦

જા ! જઇ કલાલણને અગર –
અય ઓ બિરાદર ! કર ખબર
હા ! બોલ ના મ્હારી કબર – લઇને સુતો ત્હારો મરમ !
બસ ઈશ્ક ઇશ્ક ૦

રે ! કોણ છે કોનુ અહીં ? !
ઠેર્યા બધા તણુ મહીં
હા ! હા ! હઠો ! ઠગશો નહીં ! ઉકલ્યો મ્હને સઘળો ભરમ.
બસ ઈશ્ક ઇશ્ક ૦

સાગર જિગર દિલજાનને –
દઇ દીધુ દીન ઈમાનને !
શિખવે શું કાઝી કુરાનને ? લબ પર લખેલ અલખ ધરમ !
બસ ઈશ્ક ઇશ્ક ૦

# गम खाय सागर बादशाह



આ બાગમાં ખીલ્યા ગુલો! અજી! શોખીનોની સેલગાહ!
ના ના ભૂલો પણ, ગુલગુલો! હરદમ ધણી છે હર જગાહ!
આ બાગમાં ખીલ્યા ૦

નરવર હરિશ્ચંદર! અહો!
'સંસારી' કે 'ત્યાગી' હતો?
જા! જા! શું બ્હાનું બતાવતો? ઠગતો ધણીને! વાહ! જી! વાહ!
આ બાગમાં ખીલ્યા ૦

ચત્ર વસ્તુમાં લલચાય તો,
આયુષ્ય એળે ગાળતો:
જીવતો છતો થા અણછતો! છે એ જ અલમસ્ત ઇશ્કિરાહ.
આ બાગમાં ખીલ્યાં ૦

હર્યું ન જ્યાં ત્યાં ખોલવું:
ચડયું વાયુ! તેથી હું લવું!
લાઝિમ નથી પણ બોલવું — છે વાણી ને પાણી અથાહ.
આ બાગમાં ખીલ્યાં ૦

હો ને ન હો ચાવલ મૂઠી!
જળતી ભલે મ્હારી કુટી!
દિલમાં કશી બળબળ નથી — ગમ ખાય સાગર બાદશાહ!
આ બાગમાં ખીલ્યાં ૦

# सहु सहुनुं कर्म फळ्यां करे



ખૂશ ખૂશ રહો ! અય આશકો ! છો ને ગમે તે બસ બને !
પળ એક પણ ના દર્દ હો ! ભેટી રહો માલેકને.
ખૂશ ખૂશ રહો ! ૦

ગુઝરી ગઈ – ગઈ કાલ તો !
ના જન્મી આવતી કાલ તો !
બસ મોજ છે અબી હાલ તો – ટયો બદલી આજ નસીબને.
ખૂશ ખૂશ રહો ! ૦

અજી ! હું હું ત્યાં જ રહ્યું જગત્ !
ધણી ૪ર ખરો ! જગ ચિત્રવત્ !
છે વસ્તુ બસ ! ના સત્ અસત્ ! આંખો મીચી જો ગેબને.
ખૂશ ખૂશ રહો ! ૦

શું પુણ્યમાં કે પાપમાં –
શું થાપ યા ઉત્થાપમાં –
ચોખ્ખા જિગરની આપમાં, ધરી ટેક જો સાહેબને.
ખૂશ ખૂશ રહો ! ૦

મુજ રંકની મઢુલી કને –
હા ! લાખ મચ્છીઓ મરે !
સહુસહુનું કર્મ ફળ્યાં કરે – તેમા શું ઓ સાગર ! તુને ?!
ખૂશ ખૂશ રહો ! ૦

# श्री मूर्खता ए ऊंघनी !



કોઈ ભલો મૂર્ખો હતો ! મત લીધું એવું નવું કંઈ ! :–
" જગ રંગું લાલ બધું જ તો – બસ જોઉં યા જીવું નહીં !!"
કોઈ ભલો ૦

લાખ્ખો ' બજેટ ' બનાવતો !!
કંઈ ભાવતાલ પૂછાવતો !!
પત્તો ન તો યે લાગતો ! બરબાદ સૌ મહેનત થઈ !!
કોઈ ભલો ૦

ગુરુ જાણભેદુ ! વચન કહ્યાં :–
" અય મૂર્ખ ! જગ રંગાય ના ! –
" અજી ! લાલ ચશ્માં પ્હેર આ ! મૂર્ખા ! ઉમર એળે ગઈ !!
કોઈ ભલો ૦

" બધી પૃથ્વી ચર્મ મ્હડાય ના :
" જાતે જૂતી પ્હેરાય, હાં !
" ના ના જહાં બદલાય ના – પણ, થાય લય પોતા મહીં !!
કોઈ ભલો ૦

" સાગર હયાતી આપની –
" આપની, ભલા ! જગને હતી " !
શ્રી મૂર્ખતા એ ઊંઘની ! અજી ! હું નહીં તો જગ કહીં ? !
કોઈ ભલો ૦

# गुरुघरनी साखीओ



માયા તજવી સૌ કહે, કરે ન કોઈ ત્યાગ!
સાગર ઘર માંડી રહ્યો! માયા મુજ અર્ધાંગ!
ગુરુ ગુરુ ગુરુદેવકી જય! જય જય૦

“સાગર! તુજ અર્ધાંગના! કહે વેદ – ત્રણ ગુણ,
“દોરંગી સાડી સજે! સગુણ પોત નિર્ગુણ”
ગુરુ ગુરુ ગુરુદેવકી જય! જય જય૦

સાગર! ભૂત ભવિષ્યકો, હરિજન લિખે ન કોય,
હોવણહારા હો રહ્યા, તું ચિંતમે કયા હોય?!
ગુરુ ગુરુ ગુરુદેવકી જય! જય જય૦

શાસ્તર સગ ઐસા કહે – ગુરુ ચંદા, શિષ્ય ચકોર,
સાગર અનભે યે હિ હૈ – શિષ્ય ઢેલ, ગુરુ મોર
ગુરુ ગુરુ ગુરુદેવકી જય! જય જય૦

ૐ નમો પરમાત્મને! સદ્ગુરુ શ્રી ભગવન્ત!
સત વાણી, મન નિર્મળ હો! હરિગુરુસન્તમહન્ત!
ગુરુ ગુરુ ગુરુદેવકી જય! જય જય૦

# साकूटनी साखीओ



" માયા હરિની " કહી ભજે ! રચે કહી ' સંસ્કાર ' !
સાગર ! એ સાકૂટને, શો પુરુષાર્થવિચાર ? !
ગુરુ ગુરુ ગુરુદેવકી જય ! જય જય ૦

તનનાં સુખને ના તજે ! સહે ન મનની ભૂખ !
સાગર ! મુમુક્ષુએ થવું, એ જનથી જ વિમુખ.
ગુરુ ગુરુ ગુરુદેવકી જય ! જય જય ૦

" સૌ હરિમય " કહી ભોગવે ! જાણે જીવન્મુક્ત !
સાગર ! મનને ના દમે, એ સાકૂટ કપૂત.
ગુરુ ગુરુ ગુરુદેવકી જય ! જય જય ૦

સાગર ! ભમવું વન ભલું, ભલી વાઘની બોડ,
પણ, સાકૂટ અર્ધાંગીણો, તેશું શીર ના ફોડ.
ગુરુ ગુરુ ગુરુદેવકી જય ! જય જય ૦

ભૂખે મરવું પણ ભલું, ભલી નીચઘર ભીખ ;
પણ, સાકૂટના સંગની, સાગર ! ધરવી બીક.
ગુરુ ગુરુ ગુરુદેવકી જય ! જય જય ૦

# रामस्मरण



રામ સુમર રામ સુમર રામ સુમર, ભાઈ!
મનુજ દેહ દેરી ખરી એ જ છે કમાઈ.
રામ સુમર રામ ૦

નેન ! જુવો રામ રામ ! કાન ! સુણો રામનામ !
જીભ ! ગા તું ઠામ ઠામ રામની દુહાઈ.
રામ સુમર રામ ૦

આત્મરામને રટણ ! નામ, રૂપ, વિસ્મરણ !
ચિદાનન્દરૂપ ઘન ! જાઈ દઈ જકાઈ !
રામ સુમર રામ ૦

પુરુષ રાજ્ય હું જગાડું ! પ્રકૃતિ ! તું વિલય થા !
મુનિ બની અભેદ ગા ! અહંલેક હદે લગાઈ.
રામ સુમર રામ ૦

સહજ રૂપ વિરાટ ! વાહ ! વાણી, બુદ્ધિને અથાહ !
બ્રહ્મસાગરે શી, અહા ! ઊર્મિ ઊભરાઈ !
રામ સુમ- રામ ૦

# यार मेरे दिलके अबधूता !



કાશીપુરીકી, સન્તોં ! મૈં તો કલાલણ !–
મદવા ભરી ભરી પાઉં ! મેરે યાર !
યાર મેરે દિલકે અબધૂતા ! –
ચૌદે ભુવનમાં તો માંડી મ્હેં હાટડી !–
સન્તોં કે હાથે બેચાઉં ! મેરે યાર !
યાર મેરે દિલકે અબધૂતા ! કાશીપુરીકી ૦

દેહી છતાં ય જે હોયે વિદેહ, ભાઈ ! –
તેહ જ કરો મુજ સંગ, મેરે યાર !
અવર પુરુષ મુજ અંગે અડે તો –
થાયે અંધો કે અપંગ ! મેરે યાર !
યાર મેરે દિલકે અબધૂતા ! કાશીપુરીકી ૦

જનક, સનક, શુકદેવકો પિલાયા !
ખેલ્યા ગોરખ ગુરુ દત્ત ! મેરે યાર !
તુલસી, કબીર, રોહીદાસ પિયા ! પ્યારે !
મીરાં, નરસિંહ ઉન્મત્ત ! મેરે યાર !
યાર મેરે દિલકે અબધૂતા ! કાશીપુરીકી ૦

પિયા બ્રહ્માજીને ! પાયા જોબન ! વાહ !
જવાન ચકચાચૂર ! મેરે યાર !
સાગર પિયા ગુરુદેવકી દયા, ભાઈ !
ફેર ફેર પીએ ભરપૂર ! મેરે યાર !
યાર મેરે દિલકે અબધૂતા ! કાશીપુરીકી ૦

# साधुता साधुको जाने



સાધુતા સાધુકો જાને –
સન્તો ભાઈ ! સાધુતા સાધુકો જાને.

સીશકા આરપના તો શૂરા હિ જાને !
કાયર કૈસે પ્રમાણે ?! સન્તોં ભાઈ ! ૦

કયા રાજ્યનીતિકો જાને ભિખારી ?!
જાને ટોડ રાવ રાનેં ! સન્તોં ભાઈ ! ૦

પ્રેમ હિ બૂઝત પ્રેમીકી ભાખા !
કસે હિ બૂઝે બેગાનેં ?! સન્તોં ભાઈ ! ૦

ઉલટ રતિગતિ પટ કયું જાને ?!
તન, મન દેહાભિમાને ! સન્તોં ભાઈ ! ૦

મૌજ અગમ તુજ ગહેરી, સાગર !
ઔર બુચર કૈસે જાને ?! સન્તોં ભાઈ ! ૦

# भजन तो एकलानुं हो !



ભજન તો એકલાનું, ભાઈ !
ભજન તો એકલાનું, હો ! –

નહીં કારજ અવર ભળ્યાનું, હો !
ભજન તો એકલાનું, હો ! ભજન૦

ધ્યાન, ભજન, એકાકી, અસંગી,
આસન બસ અચલાનું, હો ! ભજન૦

એકલમલ થવું સ્વાશ્રયી, પૂર્ણ,
રટણ ત્રિગુણ ટળ્યાનું હો ! ભજન૦

તજ વિજોગણ પિયુની પથારી –
સંગ ઘટે ન પળ્યાનું હો ! ભજન૦

પ્રકૃતિ સંગવતી ઠગી હેતી –
આપન ધન ભવબળાનું, હો ! ભજન૦

સાગરરાજ સહજ ગુરુગમ દાં ! –
સારદ હરિગુણ મળ્યાનું, હો ! ભજન૦

## ॥ प्रज्ञानमानन्दब्रह्म ॥



ભરીએ ચિલમ દમ બ દમ !
જોગીબાવા ! ભરીએ ચિલમ દમ બ દમ !

સ્નેહનો સુલ્ફો ને સાફી સંતોષની !
અગ્નિ અજબ શમ, દમ ! જોગીબાવા ! ૦

આરત ચિત્તની ચિલમ કરી, ભાઈ !
ચેતાવી લઈ ગુરુગમ ! જોગીબાવા ! ૦

પહેલો રે દમ મ્હારા ગુરુજીએ માર્યો !
મન જળી ગઈ આલમ ! જોગીબાવા ! ૦

ગોખ અલખનો ગગન ઘર વચ્ચે !
તકીઓ તહાં હરદમ ! જોગીબાવા ! ૦

સાગર હું તું નહીં તે સાંધ્યા !
" પ્રજ્ઞાનમાનન્દબ્રહ્મ ! " જોગીબાવા ! ૦

---

# आत्मज्ञाननुं भजन



આત્મજ્ઞાન શીરમણિ !

સબનતેં આત્મજ્ઞાન શીરમણિ. સબનતેં ૦

ગુરુ બિન કોઉ પ્રજ્ઞાન ન પાવે,

ગુરુજી જ્ઞાનનિઃસરણી. સબનતેં ૦

બિના ભક્તિ ગુરુકૃપા મિલે ના,

ભક્તિ જ્ઞાનનિર્ઝરણી. સબનતેં ૦

જ્ઞાન રામજી, ભક્તિ સીતાજી !

ઈન્હી બિધિ એકીકરણી. સબનતેં ૦

બ્રહ્મરતિકો યતિ કોઉ ભોક્તા,

અજર અમર સતી રમણી. સબનતેં ૦

સાગરરાજ સુગમ ગુરુનૌકા !

પકડે પાર ઉતરણી. સબનતેં ૦

# ए रस कोण पीए ?



એ રસ કોણ પીએ?
    તરસ વિના એ રસ કોણ પીએ? તરસ વિના૦

રસિયાં, તરસિયાં કે કોઈ દરદિયાં,
    બનીને ગરજિયાં પીએ. તરસ વિના૦

જે રસ નારદ, શારદ પીધો,
    જનક, સનક, શુકજીએ. તરસ વિના૦

એ રસ પાણી અગન લગી જેને,
    તે તો જગત કયમ જુવે? તરસ વિના૦

જે રસ પીધો ધ્રુવે, પ્રહ્લાદે,
    તુલસી, કબીર, નરસિંહે. તરસ વિના૦

ધન્ય હો વ્રજની વનિતા પીનારા!
    કુબ્જા, મીરાં ને તોળાદે! તરસ વિના૦

સાગર ગુરુવર એ રસ પાયો!
    ખેલત નિત રસરંગે! તરસ વિના૦

---

# साधन साध्युं ते साधु



સાધન સાધ્યું તે સાધુ :
હાં હાં રે ! ભાઈ ! સાધન સાધ્યું તે સાધુ !

દૃઢ વૈરાગ્યે, સતત અભ્યાસે,
ષટ્સાધન ધન લાધ્યું ! હાં હાં રે ! ૦

ગુરુગમ પામી, રહ્યો નિષ્કામી,
ખાંડું વચન કેરું ખાધું ! હાં હાં રે ! ૦

હુંપણું, જગપણું જીતી ત્રિગુણ પર –
હરિશું સુરતતીર સાધ્યું ! હાં હાં રે ! ૦

અગમ તીરથ પર હરદમ ન્હાતો !
નવ તજ્યું ! નવ આરાધ્યું ! હાં હાં રે ! ૦

સાગર સાધુ અદલ દિલ જીત્યું !
હરિ હરિ જગ જોયું બાધું ! હાં હાં રે ! ૦

# जागी उठ्यो व्हेलो व्हाणे



હરિજન તો હરિ જાણે !

સન્તો ભાઈ ! હરિજન તો હાર જાણે .

અરણપ્રભાને શુ ઉલ્લૂક જાણે ? !

અંબુજ સૂરજ પિછાણે. સન્તો ભાઈ !

હરિની નિરીક્ષા શુ જાણે અજાણ્યો ?

શાણો સૌદાગર જાણે. સન્તો ભાઈ !

પૂરૂ ન પામે જગત હરિજનને !

જગ હાર ! હરિજન માણે ! સન્તો ભાઈ !

જાગી અલખરતિ ! ક્ષણ ક્ષણ લાગી !

મૃતક થયા અમીપાને ! સન્તો ભાઈ !

સાગર તંત્ર નિગુણી ન ઘેરે !

જાગી ઉઠયો વ્હેલો વ્હાણે. સન્તો ભાઈ ! ૦

# प्रश्न पूछुं एक स्हेलुं



પ્રશ્ન પૂછું એક સ્હેલું :–

પંડિતો ! પ્રશ્ન પૂછું એક સ્હેલું ! પંડિતો ! ૦

પહેલી જનેતા ? કે જનક જ પહેલો ?!

કોણે રે' કોને જણેલું ?! પંડિતો ! ૦

માયા પહેલી ? કે, ભાઇ ! મન પહેલું ?!

ભણવું ભલું ? કે ભૂલેલું ?! પંડિતો ! ૦

હંસ ને હંસીએ હાથી જણ્યો, ભાઈ !

પોયાંમાં કહાડો પગેરૂં ! પંડિતો ! ૦

સુન્દર દહેરૂં ! ગગન પર પેલું !

શેનું શિખર એ ઘડેલું ?! પંડિતો ! ૦

સાગર ગુરુઘર પર બાવનથી !

આંધાથી શે ઉઘડેલું ?! પંડિતો ! ૦



# પંડિતો ! પોથાં છોડોરે !



પોથાં છોડો રે ! પંડિતો ! પોથાં છોડો રે !
અનભેથી અનભે જોડો રે ! પંડિતો ! ૦

પર્વત ઉપર પંગુ ચડયો, ભાઈ ! અંધે દેખાડી વાટ !
જળ રે વગર ત્યાં સરોવર દીઠું ! સ્નાન કર્યું એણે ઘાટ !
પંડિતો ! ૦

વાંઝણી પી પી લખ્યો, ભાઈ ! ઠુંઠે, અપૂર્વ જ પંચમ વેદ !
પૂનવણીમાં લખી ય વેદડી ! મુંગાએ ભાખ્યો અભેદ !
પંડિતો ! ૦

કુંવારિકાને હમેશ રહ્યા, ભાઈ ! પેદા થયા પુત્ર ચાર !
આપે બન્યા એક આશકમાશૂક ! બાપ જ બેટીનો યાર !
પંડિતો ! ૦

સેવક સાગર આજું ન જાણે ! હરિગુરુસન્ત આધાર !
શિરગિર્ધર ગરદન પર લાદી, ઉતરી ગયો ભવ પાર !
પંડિતો ! ૦

# हद वटी बेहद रहीए



બીજાને દોષ ન દઈયે:
સુમુક્ષુ હો! બીજાને દોષ ન દઇયે!
સુમુક્ષુ હો! બીજાને ०

ભાસ્યુ બીજું, જીવ ત્યાંથી જ ભૂલ્યો;
ભૂલ્યો ડૂબે ભવદરિયે!
સુમુક્ષુ હો! બીજાને ०

ઊંઘે સ્વસુખે મસી ઘસી મોએ!
દર્પણ દુષ્ટ ન કહીએ!!
સુમુક્ષુ હો! બીજાને ०

ચિત્તવિકલ્પ જ હસ્તી જગતની!
છેદવી જડ નિજ હૈયે!
સુમુક્ષુ હો! બીજાને ०

ત્રિગુણી જગત નિજ ચિત્તનો પડઘો,
ચિત્તે સમાધિસ્થ થઇએ!
સુમુક્ષુ હો! બીજાને ०

સાગર હરિગુરુસન્તપ્રસાદે,
હદ વટી બેહદ રહીએ.
સુમુક્ષુ હો! બીજાને ०

# रामधून लगी लगी मेरे दिल



રામધૂન લગી લગી મેરે દિલ સાહેબધૂન લગી લગી મેરે દિલ
લગીં લગીં લગીં મેરે દિલ – રામધૂન લગી લગી મેરે દિલ !
રામધૂન લગી લગી ૦

કોઇકો તન, ધન, જોબનકી ધૂન ! કોઇકો કુટુમ્બ કબિલાકી !
હરિકધૂન મેરે મનમેં લાગી સાગર સાહેબ મૌલાકી !
રામધૂન લગી લગી ! ૦

'જ્ઞાની' બનકે પોથી પઢતા ! બ્રહ્મવાદકો બતલતા !
આપે ફગતા તનધનચિન્તા ! ક્યા સાહેબકો કુશલાતા ? !
રામધૂન લગી લગી ! ૦

કોઇ રાગી ! ભાઈ ! કોઈ બેરાગી ! મન મસ્તાના મદમાતા !
સાગર રામરસાયન રમિયા ! રુંવે રુંવે બસ ગરાતા !
રામધૂન લગી લગી ૦

# रामममंत्र है प्यारा



હમારા રામમંત્ર હૈ પ્યારા! કોઇ ભેદુ જાણણહારા!
જિસકા અનભે અગમ અપારા! ઉસકો ક્યા જાણે સંસારા?!
હમારા રામમંત્ર હૈ૦

રામમંત્રકો ગુરુગમસેં, ભાઈ! કોઈ વિધિસેં ના જપતા,
ઉસી સબબસેં રામમંત્રકો ગુરુજી કિસીકો ના દેતા!
હમારા રામમંત્ર હૈ૦

આદિમંત્ર યે! અમરમંત્ર યે! સબ મંત્રોમેં બંકા!
સાન, સમજ, ગુરુગમસેં ભજ લે! રામ ફતેહકા ડંકા!
હમારા રામમંત્ર હૈ૦

રામમંત્રમેં તર્યા કબીરા! દુષ્ટ દશાનન માર્યા;
કૈસા દિલ વાલ્મિક થા? સંતો! બ્રહ્મઋષિ કહેલાયા!
હમારા રામમંત્ર હૈ૦

રામમંત્ર તારક ગુરુવાયક! દિલ જિસને ઠહરાયા;
રામ બનાકર રામ બના હૈ! સાગર અનભે પાયા!
હમારા રામમંત્ર હૈ૦

# रातडी रहुं मधुवनमां !



વનમા વનમા વનમા રે ! –
હુ તો રાતડી રહુ મધુવનમા !
હુ તો રાતડી રહુ ૦

ઝુલાવુ રસિયોજી રેન બધી અંગે ! –
મોહ્યો શુ – બાલા – જોબનમા રે ?!
હુ તો રાતડી રહુ ૦

'જ્ઞાની' ગુમાની ભેદ પામી શકે ના –
પ્રેમીના અગમ જીવનમા રે !
હુ તો રાતડી રહું ૦

કહેતા હસીને – "રૂપાળી તુ રાધે ! –"
"બીજી નથી ત્રિભુવનમા રે !"
હુ તો રાતડી રહુ ૦

"ગાલે ગુલાબી ! ને ભાલે ગુલાબી ! –
"ગોપી ! ગુલાબી નયનમા રે !"
હુ તો રાતડી રહુ ૦

સાગર પ્રેમીનુ ઘર બાવનથી બાહ્યરૂ ! –
લેપન વગેરે ચોપનમા રે !
હુ તો રાતડી રહું ૦

# हम कासीके रहेवासी ! भाई !

૭.

હમ કાસીકે રહેવાસી ! ભાઈ !   બડી ભારી જ્હાં જુમામસીદ !
' બકરી ' ઈદ વ્હાં કોઈ નહીં કરતા ! બામણુ કરતા હાથી ઈદ !
હમ કાસીકે રહેવાસી ! ૦

હમ મક્કાકે રહેવાસી ! જ્હાં ચલતા દેવલ શંકરકા !
ઈરિલાગી ' એકાદસી ' કરતા ! ભરતા મેલા હરિહરકા !
હમ કાસીકે રહેવાસી ! ૦

ઇલાહબાદકે હમ રહેવાસી ! પ્રયાગ જિસ્કો સબ કહેતા !
જંગી જુદ્ધ જહા અવિચલ જોદ્ધા, અમૃત પીકે મર જાતા !
હમ કાસીકે રહેવાસી ! ૦

જેરુસેલમકે હમ રહેવાસી ! ' અમ્મા ' પૂજે ઈમામસીદ !
સાત સમન્દર પાર ' સુન્દરી ' ચન્દન અર્ચે હસી હસી !
હમ કાસીકે રહેવાસી ! ૦

બુદ્ધગયાકે હમ રહેવાસી ! પુરી તીરથ પર આજબ મ્હડી !
છેલ્લી હાંડી જગન્નાથકી ! ભર સાગર પર અવ્વલ ચડી !
હમ કાસીકે રહેવાસી ! ૦

# अजब खुमारी चढी !



અજબ ખુમારી ચડી !
હા ! હા ! રે ! ભાઈ ! અજબ ખુમારી ચડી !
હા ! હા ! રે ! ભાઈ ! ૰

બાવન હર્ફો પૂરા ન જાણું !
ભણ્યો ઢ અક્ષર અઢી !
હા ! હા ! રે ! ભાઈ ! ૦

પ્રેમરસાયન પીતા પીતા,
ખબર અગમની પડી !
હા ! હા ! રે ! ભાઈ ! ૦

છુપે મારગ જાતા જાતા,
જડી ગુરુજીની સ્હડી !
હા ! હા ! રે ! ભાઈ ! ૦

ખેલે ગુરુજી મુજ ગેડી દડો ! ભાઈ !
હું તો ગુરુજીની દડી !
હા ! હા ! રે ! ભાઈ ! ૦

સાગરરાજ ગુરુગમ પામ્યા ! —
ગડગડી નોબત બડી !
હા ! હા ! રે ! ભાઈ ! ૦

## कोइ शुं वूझे जडी वूटी ?!



કોઇ શું બૂઝે જડીબૂટી ?!
સખિ રે મ્હારી ! કોઇ શું બૂઝે જડીબૂટી ?!
સખિ રે મ્હારી ! કોઇ ૦

આજ ગયાં અમે ગુરુજીની મ્હડીએ ! –
બૂટી પીધી ઘૂંટી ઘૂંટી !
સખિ રે મ્હારી ! કોઇ ૦

પી પીને બૂડ્યાં અમે રસદરિયે !
મોઠી મઝા લૂટી લૂટી !
સખિ રે મ્હારી ! કોઇ ૦

ચડી રે ચડી, બાઈ ! હું અસ્માને ! –
ચુંદડી ઉડી ઉડી !
સખિ રે મ્હારી ! કોઇ ૦

ઘડી ઘડી ઉઘડી જતી છાનલડી !
કેશ ચડી ઊડી ઊડી !
સખિ રે મ્હારી ! કોઇ ૦

સાગર ગુરુમનગમતી દાસી ! –
થઇ રહી હું લૂંડી લૂંડી !
સખિ રે મ્હારી ! કોઇ ! ૦

# हरि हरि हरि सुमरो रे



હરિ હરિ હરિ સુમરો રે મેરે દિલ ! હરિ હરિ હરિ સુમરો :
જીવતાં જીવતાં મરી જવું, ભાઈ ! જ્યમ ત્યમ પન્થે પળો !
મેરે દિલ ! હરિ હરિ હરિ સુમરો ! ૦

નવસેં ને નવ્વાણું જન્મો, ત્યાસી લાખ હજારો !
હીન્દુ પુરાણ પુકાર કરે, ભાઈ ! હરિ જાણ્યા વિણ હાર્યો !
મેરે દિલ ! હરિ હરિ હરિ સુમરો ! ૦

તું જાણે કે પોથે થોથે, થઇ પંડિત હરિ જાણું ! !
બારે થાતો ભણતરથી, ભાઈ ! હરિનું ઘર હલકાનું.
મેરે દિલ ! હરિ હરિ હરિ સુમરો ! ૦

સંત તણું શરણું લેવું, ભાઈ ! પૂરા અનુભવીઓનું ;
પોથું છોડો ને પકડો કાંડું, જીવતાં જીવત મુવાનું.
મેરે દિલ ! હરિ હરિ હરિ સુમરો ! ૦

શબ્દ સંતનો જે પકડે તે મુક્ત કરે જન્મારો ;
હરિગુરુદેવદયાએ, સન્તો ! સાગરિયાને તાર્યો.
મેરે દિલ ! હરિ હરિ હરિ સુમરો ! ૦

# अमने एवा गुरुजी मळिया



અમને એવા ગુરુજી મળિયા, જેણે ‘કરમ’ અમારૂં કૂટયું !
“ અલ્લાહ એક બદામ ” કર્યા ! ભાઈ ! ફના ફાતિહા કીધું !
અમને એવા ગુરુજી ૦

‘ધરમ’, ‘કરમ’, તન, મન, ધન ઉપર વળ્યો ધબાડકો મ્હોટો !
બાહ્યાભ્યન્તર દશે દિશાએ, વાગ્યો ગુરુનો સોટો !
અમને એવા ગુરુજી ૦

ભણી ગણી ‘ધણીઆણી’ અમારી પૂરી વ્યસની કીધી !
પોતા પોતા ‘ભાન’ ભૂલાવી, ‘શરમ’ તજાવી દીધી !
અમને એવા ગુરુજી ૦

‘દીકરી’ મ્હારી ઘરમાં ઘાલી ! ગુરુએ નાખી મારી !
‘ધર્માધર્મ’ કશું ના જોયું ! એ ગત, સંતો ! ન્યારી !
અમને એવા ગુરુજી ૦

ચેતો ! ‘ધરમ’, ‘કરમ’થી જાશો, જો ગુરુજીને મળશો !
થશે ‘ખગણી’ સાગમટે ! વણ મોતે, ભાઈ ! મરશો !
અમને એવા ગુરુજી ૦

# स्वदेशीनुं भजन



કોય આપણુદેશી હોય તો આવો લ્હાવો લીજિયે હો....જી !
પેલાં પરદેશી શું બૂઝે ગુરુજીની વાત ? ! હાં રે હાં !
ભેદુ ભાઈ ! ભાખિયે ! હો....જી ! કોય આપણુદેશી ૦

ભાઈ ! પંખી ઉપર 'તરુવર' બેઠું ! ડાળ, પાન, ફળ ફૂલે....જી !
ઘેર ઘડામાં અબધૂત જોગી ! છાનામાના ઝૂલે....જી !
કોય આપણુદેશી ૦

જોગીબાવે 'લકડી' માગી ! નહીં સૂકી ! નહીં લીલી....જી !
'ઘડુલી' ભરીને લકડી આલી ! તે દિનથી હું ચેલી....જી !
કોય આપણુદેશી ૦

ગુરુએ મ્હારે આસન માગ્યાં, નહીં ઊંચાં ! નહીં નીચાં....જી !
અંદર તખત બિછાવી દીધાં ! અદબદ ઘેર અડિંગા ...જી !
કોય આપણુદેશી ૦

મ્હારા ગુરુજી 'પાણી' માગે, ઝોળી ભરી ભરી લાવી....જી !
આ પૃથ્વીનું જળ ના પીતા ! 'અંદર' નદી રહાવી....જી !
કોય આપણુદેશી ૦

ગુરુ અમારા ભિક્ષા માગે, નહીં ઉગ્યું ! નહીં બોડ્યું....જી !
અંદરથી અમૃતફળ લાવી, સાગર ગુરુ જમાડું....જી !
કોય આપણુદેશી ૦

# करी कमाणी एवी



કરી કમાણી એવી, સાધુ ભાઈ ! કરી કમાણી એવી –
ગરજુ દિલને ગુરુગમથી, ભાઈ ! ઝટપટ કરવા જેવી !
સાધુ ભાઈ ! કરી કમાણી ૦

શેષનાગને દેશ ગયા, ભાઈ! નગરી જોયા જેવી !
અણઘડ મૂર્તિ રાધાજીની, અંધે જોયા જેવી !
સાધુ ભાઈ ! કરી કમાણી ૦

વૃન્દાવનની કુન્જગલીમાં, વેણુ સુણવી દેવી !
ચંચળ ચિત્ત ચતુરાને, ભાઈ ! સાચે ! મોહ્યા જેવી !
સાધુ ભાઈ ! કરી કમાણી ૦

એક વસ્તુ આપે ચલી આવી ! ઝરમર વરસે ગેબી !
નહીં માધવને દેવા જેવી ! નહીં ઉદ્ધવને લેવી !!
સાધુ ભાઈ ! કરી કમાણી ૦

લાહ્ય લગાડી લંકાપુરીમાં ! હસતાં સીતાદેવી !!
શહેર વસાવ્યું સાગર નીચે ! ગુરુગમ ઉકલી એવી !
સાધુ ભાઈ ! કરી કમાણી ૦

# જેણે ગગન ઉપર ઘર બાંધ્યું !



સોહિ સાધુ સાધુ સાધુ રે,–
જેણે ગગન ઉપર ઘર બાંધ્યું !
સોહિ સાધુ સાધુ સાધુ રે ૦

કર્યું અધવારૂં બાવન બ્હારૂં !
અહીંનું સરવાર ખાતું રે !
જેણે ગગન ઉપર ઘર બાંધ્યું !
સોહિ સાધુ સાધુ સાધુ રે ૦

નિત્ય નિત્ય નવજોબન ખેલે !
તનગન રાતગરાતું રે !
જેણે ગગન ઉપર ઘર બાંધ્યું !
સોહિ સાધુ સાધુ સાધુ રે ૦

ભાજન કરે , ભાઈ ! ભાગવત જેનું !
ઘરમાં ઠેઠ સુણાતું રે !
જેણે ગગન ઉપર ઘર બાંધ્યું !
સોહિ સાધુ સાધુ સાધુ રે ૦

સાગર દાસ તમારો , સન્તો !
ચરણ – શરણ ખેલાતું રે !
જેણે ગગન ઉપર ઘર બાંધ્યું !
સોહિ સાધુ સાધુ સાધુ રે ૦

# सोहि घर डंका ! डंका ! डंका !



સોહિ ઘર ડંકા! ડંકા! ડંકા!
બાજે ગુરુઘર ડંકા! ડંકા! સોહિ૦

ભણ્યાગણ્યા જ્યાં પાર ન પામે!
જાય અભણ અડબંગા!
બાજે ગુરુઘર ડંકા! ડંકા! સોહિ૦

મૂળરંગ સોરંગી! સાધો!
સર્વે રંગ અરંગા!
બાજે ગુરુઘર ડંકા! ડંકા! સોહિ૦

કર્મ, ધર્મ ના ફેળે સમૂળાં!
સંગી થાય અસંગા!
બાજે ગુરુઘર ડંકા! ડંકા! સોહિ૦

રાવ, રંક જ્યાં એક બરાબર!
અંધા સમસે બંકા!
બાજે ગુરુઘર ડંકા! ડંકા! સોહિ૦

સાગર ગુરુઘર આનભેનુ, ભાઈ!
અદ્ધર તખત અડિંગા!
બાજે ગુરુઘર ડંકા! ડંકા! સોહિ૦

# रट – रंट – रट निज नाम



રટ – રટ રે નિજ નામ ! –
હંસા ! રટ – રટ – રટ નિજ નામ !
રટ – રટ રે નિજ નામ ! હંસા ! રટ – રટ રે૦

આપ ઉછાહિમેં દિલકો ન લગના !
બૈઠા અગોચરી ધામ !
હંસા ! રટ – રટ – રટ – નિજ નામ ! રટ – રટ રે૦

બિન ચંદા ! બિન સૂરજ જ્યોતિ !
વોહિ તુમ્હારા મુકામ !
હંસા ! રટ – રટ – રટ નિજ નામ ! રટ – રટ રે૦

વાસી સાત સમન્દર પરકે !
નહીં સેવક નહીં સ્વામ !
હંસા ! રટ – રટ – રટ નિજ નામ ! રટ – રટ રે૦

મત સોચો કછુ સીધા – ટેઢા !
સોતે રહો આઠ યામ !
હંસા ! રટ – રટ – રટ નિજ નામ ! રટ – રટ રે૦

સાગર જો ઘરસે ખુદ આયે ! –
વોહિં ભુવન ! વોહિ ગામ !
હંસા ! રટ – રટ – રટ નિજ નામ ! રટ – રટ રે૦

# स्वदेशनुं भजन



એક દેશ દેખા ઐસા ! –
સન્તો ! દેશ દેખા ઐસા !

હરખ, સોક, સુખ, દુઃખ ના કછુ જ્યાં,
કાલ કરમ નહીં લેસા !!
સન્તોં ! દેશ દેખા ઐસા ! એક દેશ ૦

ધરમ, નિયમ જ્યાં પર નહીં બિલ્કુલ ! !
નાહીં વરણુ ! ! નાહી વેષા ! !
સન્તોં ! દેશ દેખા ઐસા ! એક દેશ ૦

" મૈં " નહીં મેરા ! " તું " નહીં તેરા !
સબ જૈસેકા તૈસા !
સન્તોં ! દેશ દેખા ઐસા ! એક દેશ ૦

ઐસા રંગ અસલ અસ્માની !
" પૃથિવી " નાહીં પ્રઐસા !
સન્તો દેશ દેખા ઐસા ! એક દેશ ૦

ભરપૂર સાગર પાની બગરકા !!
ડૂબત હરિજન વૈસા !
સન્તો ! દેશ દેખા ઐસા ! એક દેશ ૦

# छोटासा मन्तर स्हेला



હો જા તું ઘેલા ઘેલા !
મુસાફિર ! હો જા તું ઘેલા ઘેલા ! હો જા૦

જગત સરાઈ સમજ લે જાહૂઈ ! –
જૈસા ફિ સુપનેકા મેલા !
મુસાફિર ! હો જા તું ઘેલા ! ઘેલા ! હો જા૦

પંચ મહાભૂત આયે ઇકટ્ઠે –
જાના અકેલા અકેલા !
મુસાફિર ! હો જા તું ઘેલા ઘેલા ! હો જા૦

હો જા તું હલકા ! દીવાના દિલકા !
હ રિ ગુ રુ દે વ કા ચેલા !
મુસાફિર ! હો જા તું ઘેલા ! ઘેલા ! હો જા૦

રામદીવાના તો દેવોસેં અલડીઆ !
ખેલત ખેલ અખેલા !
મુસાફિર ! હો જા તું ઘેલા ! ઘેલા ! હો જા૦

સાગર હરદમ 'ગુરુ ગુરુ' રટના !
છોટાસા મન્તર સ્હેલા !
મુસાફિર ! હો જા તું ઘેલા ! ઘેલા ! હો જા૦

# बनके सरित मील जाऊं



બલિહારી મૈં વારી જાઊં !
ગુરુજી ! તુમપેં બલિહારી મૈં વારી જાઊં !
બલિહારી મૈં ૦

આપ પ્રભુજી અનાથકે નાથા –
મૈં તો અનાથ હો જાઊં !
ગુરુજી ! તુમપેં બલિહારી મૈં વારી જાઊં !
બલિહારી મૈં ૦

બન્ધુ હો દીનોંકે, પ્યારે ! દયાલુ !
મૈં મોહે દીન બનાઊં !
ગુરુજી ! તુમપે બલિહારી મૈં વારી જાઊં !
બલિહારી મૈં ૦

પ્રેમસ્વરૂપ, પ્રભો ! તુમ હો ! જી !
મૈં પ્રેમી બન ગુન ગાઊં !
ગુરુજી ! તુમપેં બલિહારી મૈં વારી જાઊં !
બલિહારી મૈં ૦

આપ ગુણાતીત ગોવિન્દ ! પ્યારે !
સૂત પર ધૂન મૈં લગાઊં !
ગુરુજી ! તુમપેં બલિહારી મૈ વારી જાઊં !
બલિહારી મૈં ૦

સાગરરાજ પિયા મોરે પ્યારે !
બનકે સરિત મીલ જાઊં !
ગુરુજી ! તુમપેં બલિહારી મૈં વારી જાઊં !

# नाम सहारा हमारा



હરિગુરુનામ આધારા –
તું તો, પ્યારા! હો જા નામ આધારા! હરિગુરુનામ ૦

જો જો પૂજે વાકો વોહિ પૂજન દે!
પલ ભિ તું હો નહીં ન્યારા!
તું તો, પ્યારા! હો જા નામ આધારા! હરિગુરુનામ ૦

એક હિ નામ અનામી, અકામી!
એક હિ પ્રેમ પિયારા!
તું તો, પ્યારા! હો જા નામ આધારા! હરિગુરુનામ ૦

ઇત, ઉત ફેલત ચિત્તકો રુક લે –
લગનીકી ધૂનમેં! દુલ્હારા!
તું તો, પ્યારા! હો જા નામ આધારા! હરિગુરુનામ ૦

તાજુબ!! – પથર તરત જલમેં!! વાહ!!
પ્રીતિકી ગતિ હૈ અપારા!
તું તો, પ્યારા! હો જા નામ આધારા! હરિગુરુનામ ૦

સાગર હિરદા હરિગુરુરંગી! –
નામ સહારા હમારા.
તું તો, પ્યારા! હો જા નામ આધારા! હરિગુરુનામ ૦

# રામનામનું નાણું



રામનામનું નાણું ! સંતો ! રામનામનું નાણું !
ધન દૌલતમાં અમે કમાયા ગુરુગોવિન્દનું ગાણું.
સંતો ! રામનામનું ૦

દુઃખ, ચિન્તા કે શોક, મોહને શું કરવાને જાણું ? !
રામનામથી સભર ભર્યાં સૌ ઉભરે અણુ પરમાણુ !
સંતો ! રામનામનું ૦

જોગ, જગન, તપ, તીરથ સૌમાં, નહીં કોઇ નામ સમાણું;
રામગુરુ ગુરુરામ મંત્રને, અનળે કરી વખાણું.
સંતો ! રામનામનું ૦

ભૂત, ભવિષ જ્યાં છતે નથી ત્યાં જીવતાં થાપ્યું થાણું !
મરણ વિના મરણું માણ્યું ! ભાઈ ! ઉકલી ગયું ઉખાણું !
સંતો ! રામનામનું ૦

ૐ એકવીસ હજાર છસોનું વ્યસન પડ્યું હસાનું :
વાસ વસ્યો મ્હોટે ઘર સાગર ! જીવતાં જીવિત મુવાનું.
સંતો ! રામનામનું ૦

# प्रभुनी काफी



પ્રભુ પોતે ક્હે છે રે :– "સંતો મ્હારા સાચ્ચા સનેહી :
" અનન્યે ભજે છે રે તેને રાખું હિરદા મહીં."
પ્રભુ પોતે ક્હે છે રે૦

" કામી, ક્રોધી, વિરોધી તારૂં ને તારૂં સારૂં જગત;
"પણ, મ્હારાથી ના તરે, ભાઈ! જૂઠા બગલા ભગત! –
" ગતિ, મતિ અવળી રે મુખે હરિ! હિરદે નહીં'!"
પ્રભુ પોતે ક્હે છે રે૦

" વિષયી, વિજોગી, વિરાગી તારૂં! પાપીઓને કરૂં સંત;
"પણ, ઉપર ભક્તિ ને અંદર દુનિયા! તેનો ન આવે અંત! –
"દંભી એ પાખંડી રે એને ને મ્હારે ઠૈ યે નહીં."
પ્રભુ પોતે ક્હે છે રે૦

"નીચ, અધમ, અતિદ્રોહી તારૂં! પણ, મેલું દિલ મુશ્કેલ!
"બ્હાર, ભીતર બે રંગી તરે ના! સાફટ એવા સહેલ! –
" રહેલું નથી મળવું રે સાગર ખેલ ખેલે જ્હીં."
પ્રભુ પોતે ક્હે છે રે૦

# थइ कबर कैं रोज पर !



અજી ! ક્યાં બજી આ ટોકરી ? ! ફરી મ્હેં નજર નીચે ઉપર –
છકી છેક ! અલ્લડ છોકરી :- "ચલિયે ! જી ! રંગપલંગ પર !"
અજી ! ક્યાં બજી આ ૦

"જી ! હાં ! કહો ! પછી શું થયું ?"
યારો ! અજબ ! કૈં કૈં બન્યું !
ના જાય વાણીથી કહ્યું ! બેનાં બન્યાં એક જ અગર !
અજી ! ક્યાં બજી આ ૦

બસ ! તનબદન બાંધી લીધો –
રગ રગ ભીતર ગૂંથી દીધો –
તોફાની હું કીધો સીધો ! આવ્યો ત્રિવેણી ઘાટ પર !
અજી ! ક્યાં બજી આ ૦

પદુ ભાષણો કરનારને ,
કવિતા કલા રચનારને ,
કહેજો અલખ લખનારને :– આ તો મુલક વાચા વગર !
અજી ! ક્યાં બજી આ ૦

મીઠી સમાધિમાં સુતો ! –
ત્યાં તો હતો ન હતો થતો !
સાગર નથી મરતો દીઠો , પણ , થઇ કબર કૈં રોજ પર !
અજી ! ક્યાં બજી આ ૦

# मन ! हरि भज रे !



મન ! હરિ ભજ રે ! મન ! હરિ ભજ રે !–
બેટા ! હો જા નગન !
ૐ હરિ ભજ રે ! ૐ હરિ ભજ રે !
ત્હારી લાગી લગન !

કોઇક તજતા, કોઇક ભજતા ! વિધવિધ માયાવેષ !
સાધુને તજવું ભજવું ના, સર્વોપરિ સ્વદેશ.
મન ! હરિ ભજ રે ! ૦

કોઇક પૂજે ભૂતને ! ને કોઇક પૂજે પ્રેત,
જોગી પૂજે અલખ નિરંજન ! લાગી ઠેકાઠેક !
મન ! હરિ ભજ રે ! ૦

કોઇક વાંચે વેદ પુરાણો ! કોઇક ગીતાપાઠ,
આશક જોગી કશું ન વાંચે ! હસતો દેખે ઠાઠ !
મન ! હરિ ભજ રે ! ૦

કોઇક કેતા કવિતા રચતા ! કોઇક નાટક રંગ,
મ્હારા રામ ભણેલ ભૂલ્યા ! એ અબધૂ અડભંગ.
મન ! હરિ ભજ રે ! ૦

કોઇક ધરમ કરમને પૂજે ! કોઇ દેવી ને દેવ,
સાગર રામ અગમ ગમ સૂઝે, બૂઝે જો ગુરુભેદ.
મન ! હરિ ભજ રે ! ૦

# झबकती वीज अजवाळे



ઝબકતી વીજ અજવાળે ! પરોવી મોતી લે – લે – લે :
ચલી – ચલી – ઓ ચલી જાશે ! પછી તું વ્યર્થ પસ્તાશે.
ઝબકતી ૦

ઈજ્જત, ધન, માલ ને મિલ્કત !
બધી ત્હારી જ છે સરજત !
ત્હને એ બાંધી રાખે ? છટ્ ! ઉડી જો, યાર ! ઉડાશે.
ઝબકતી ૦

ભણ્યો અંગ્રેજી ! તેથી શું ?!
વકીલ – દાક્તર બન્યાથી શું ?!
કલા કવિતા રચ્યે શું – શું – જીવ્યું ત્હારૂં સફલ થાશે ?!
ઝબકતી ૦

લગાડી લે અસલ લગની,
મ્હોબત છોડ મિટ્ટીની :
ન કિમ્મત ત્હારી કોડીની, કેયામત પર કબૂલાશે !
ઝબકતી ૦

ન થા કાજી ઘરોઘરનો,
હુકમ અલબત્ત ગુરુઘરનો !
લવારો સુણ સાગરનો ! રમત જલ્દી પતી જાશે.
ઝબકતી ૦

# फेरो अमारो फळ्यो रे !



હું તો નાહીં ઉઠી ! – ચીર નવું પ્હેરૂં –
કે, કહાન ક્યાંથી આવી ચડ્યો રે ? !
લીધું ચીર – એવું દીધું અડપલું ! –
કે, આવી મ્હારે અંગે અડ્યો રે ! હું તો ૦

આઘો ! આઘો જા ને ! ઓ અળવીતરા ! –
કે, હાથ મચકાઈ જશે રે !
હીરા, મોતી જડેલ મ્હારો હાર ! –
કે, કહાનજી ! તૂટી જશે રે ! હું તો ૦

નથી જુવતિ જીત્યાનું પૂરૂં જોર !
કે, મૃદુ મુખે ના ના ફૂટી રે !
તો ય, નાચો ! નચાવો કિશોર ! –
કે, બાથથી ના ના છૂટી રે ! હું તો ૦

અંગને લૂંટી – લૂંટી વારજોબના ! –
કે, ભૂપરો બહેરો મળ્યો રે !
સખી સાગર ખેડો નાથ કહાના ! –
કે, ફેરો અમારો ફળ્યો રે ! હું તો ૦

# आ भजनभेद भणी लेजो रे



આ ભજનભેદ ભણી લેજો રે – ભક્તો પ્યારા !
હયો – અમીરસ પ્યાલો પીજો રે – પ્રેમી મ્હારા !
આ ભજનભેદ ભણી૦

જગનાટક સ્વપ્ન જેવું –
વંધ્યાસુત ખેલે એવું !
એ પાકું મહીં લખી લેવું રે – ભક્તો પ્યારા !
આ ભજનભેદ ભણી૦

જે જે એ આંખે દેખું,
તેને તરણાવત્ લેખું,
તન, ધન ને માન ઉવેખું રે – ભક્તો પ્યારા !
આ ભજનભેદ ભણી૦

ચાળા મન ચંચળતાના,
જીતવા ષડ્રિપુ પોતાના,
છો માલિક મન જીત્યાના રે – ભક્તો પ્યારા !
આ ભજનભેદ ભણી૦

ના શોકમોહમાં મરવું,
મનને નિર્વાસન કરવું,
પછી ભલે ગમે ત્યાં ફરવું રે – ભક્તો પ્યારા !
આ ભજનભેદ ભણી૦

પ્રેમીજન અંધ અપંગો !
સાગર હરિરંગે રંગ્યો !
સુખદુઃખ સસલાનાં શૃંગો રે – ભક્તો પ્યારા !

# हम तो सच्ची बतलावें



હમ તો સચ્ચી બતલાવે ! જગતમે દો દિનકા ડેરા !
અગમ બીજલી પડી ! નિકલ બે ! જલતા ઘર તેરા !
નિકલ બે ! જલતા ઘર તેરા ! હમ તો૦

નગા આયા ! નગા જાના ! બિચમે નગર ઠગારા !
સગત કર લે મન્ત પુરૂષકી ! ભજન બચાવનહારા
નિકલ બે ! જલતા ઘર તેરા ! હમ તો૦

જડઈ ખેલ રચ્યા મન કરિકે ! આપે આપ ફસાયા !
ઉલટ ચડાયા સો નર જીત્યા ! અદ્ધર તખત બિછાયા .
નિકલ બે ! જલતા ઘર તેરા ! હમ તો૦

તું સસારી ! ! તું વેપારી ! ! માલ ખજાના તેરા ! !
ચલ ! મે ! ચર ! ખાલી કર ઘરકો ! મત કર તેરા મેરા .
નિકલ બે ! જલતા ઘર તેરા ! હમ તો૦

બાતા તેરી જ્યોત રસિલી ! કરતા ફેલા કુચલના ! !
મનમે મહોબત દામચામકી ! ચલે ન એ ચચવતા
નિકલ બે ! જલતા ઘર તેરા ! હમ તો૦

જા ઘર પર સાગર ગુરુ ગાવે , વો ઘર કર લે અપના !
દો જા , બેગ ! રામદીવાના ! ઓર સમજ મન સુપના
નિકલ બે ! જલતા ઘર તેરા ! હમ તો૦

# हम तो सत् वस्तु देवें



હમ તો સત્ વસ્તુ દેવેં – અજી ! તુમ તત્પર હો તો લો !
અન્ધા – ફકીર બન જા, બેટા ! દિલગઠડી ખોલો !
અજી ! તુમ તત્પર હો તો લો . હમ તો ૦

ધન ! ધન ! જનમ ભયા ભારતમેં ! તું બડભાગી લાલા !...જી !
પ્યાલા રામરસાયન પી લે ! હો જા તું મતવાલા !...
હમ તો સત્ વસ્તુ દેવેં – અજી ! તુમ તત્પર હો તો લો .

વિના બીજ, બેટા ચક જાયા ! અગમ પુરુષ અબધૂતા !....જી !
ખેલ અખેલા બૂઝો પિયુકા ! રસકી લૂટમલૂટા ! ....
હમ તો સત્ વસ્તુ દેવેં – અજી ! તુમ તત્પર હો તો લો .

ઘર ઘરમે નાચે નટવરજી ! બેમે ખૂબ ખુમારી !...જી !
ભોગ, જોગ દોનોં પર ગાજે ગુણાતીત ગિરિધારી !
હમ તો સત્ વસ્તુ દેવેં – અજી ! તુમ તત્પર હો તો લો .

દિલ દેવલકો નિમલ બનાના ! શરમ, લાજ ક્યોં ધરના ...જી ?
ગુરુશબ્દ પર કર કેસરિયાં ! શૂળ હોય કે મરના !...
હમ તો સત્ વસ્તુ દેવે – અજી ! તુમ તત્પર હો તો લો .

દેશ, વેષ, તન, ધન દો દિનકે ! સુપનેકે સાજનિયાં ....જી !
લાલનસેં, દિલ ! લગન લગા દો ! સાગર બડા લગનિયા !
હમ તો સત વસ્તુ દેવેં – અજી ! તુમ તત્પર હો તો લો .

# राधे ! म्हारे गोरूं थवुं छे !



ગોરૂં થવુ છે રે ગોરૂં ! –
રાધે મ્હારે ગોરૂ થવુ છે !

સહુ યે મુને કાળો કાળો કહે છે ! !
મ્હેણુ, સખિ ! ટાળવુ છે !
રાધે ! મ્હારે ગોરૂ થવુ છે !

કોઈએ ઉપાય અસલ બતલાવ્યો ! –
આજ જ એ કરવુ છે !
રાધે ! મ્હારે ગોરૂ થવું છે !

તું જ ઈલાજ, અયિ ગૌરાંગી !
તન ગોરે તન જડવુ છે !
રાધે ! મ્હારે ગોરૂ થવુ છે !

આજની રજની છુ – મતર કરી લે !
વ્હાલે નવુ બનવુ છે !
રાધે ! મ્હારે ગોરૂં થવુ છે !

રાધા કહે – " ઘેલા ! ગોરૂં તો વરવું –
" સાગર – હાં – ઠગવું છે ! '
રાધે ! મ્હારે ગોરૂ થવુ છે !

# कोइ चेतो ! हां ! नरनारी रे !



કોઇ ચેતો – હાં નરનારી રે – ઓ....સંસારી !
ચલી આવે મોતસવારી રે – ઓ....વેપારી !!
કોઇ ચેતો ૦

દુનિયા દો દિનનું લટકું,
એમાં શું મનડું વળગ્યું ?!
લે ચાખી હરિરસ ચટકું રે – ઓ....સંસારી !
કોઇ ચેતો ૦

કવિ, પંડિત કે પુરાણી,
જગમાં હો કીર્ત્તિ ગવાણી;
પણ, ભજન વિના ધૂળધાણી રે ! – ઓ....સંસારી !
કોઇ ચેતો ૦

છે જ્ઞાન, યોગ ને ભક્તિ,
પ્રેમીની ચટપટી મસ્તી;
સહુ તજવા મનઆસક્તિ રે – ઓ....સંસારી !
કોઇ ચેતો ૦

ના બનવું બાવા બાવી,
લેવી ગુરુગમની ચાવી,
જવું ભૂલી ભૂત ને ભાવી રે – ઓ....સંસારી !
કોઇ ચેતો ૦

જીવ્યુ આ જીતી લેવા,
હરિગુરુસંતની કર સેવા,
સાગર ગુરુવરને વરવા રે – ઓ....સંસારી !
કોઇ ચેતો ૦

# कोइ पीओ साधु अवधूता रे !



કોઇ પીઓ સાધુ અવધૂતા રે – અં...તો શૂરા !
હ્યો સબરસ લૂટમલૂટા રે – પ્રે..મી પૂરા !
કોઇ ૦

રસ પીધે ઋહેરે અન્ધે !
અણઘડ મૂર્ત્તિ આગધે !
ના છોડે કે ના બાંધે રે – પ્રે...મી પૂરા !
કોઇ ૦

છે રસ મૂંગા ગૂગાનો !
દિલની લગની લાગ્યાનો !
ચેતીને ઝટ જાગ્યાનો રે – પ્રે...મી પૂરા !
કોઇ ૦

રસ પીધે પાગલ ઘેલે !
મ્હાલે મન મોહન મેળે !
બસ ખેલ અખેલા ખેલે રે – પ્રે મી પૂરા !
કોઇ ૦

રસ પીતા શંક અનાથા !
ઉલટી ગંગામા ન્હાતા !
ગુરુઘરના ગીતો ગાતા રે – પ્રે .મી પૂરા !
કોઇ ૦

ના પુરુષ અને ના નારી,
તે એ રસનાં અધિકારી;
સાગર સદ્ગુરુ બલિહારી રે – પ્રે....મી પૂરા !

# સેવા ધરમ સુખદાયી



સેવા ધરમ સુખદાયી !
 ઓ સંતો ! સેવા ધરમ સુખદાયી ૦
જોગ, જગન, તપ, તીરથ સબસેં,
 સેવા ધરમ અધિકાઈ !
 ઓ સંતો ! સેવા ધરમ ૦
બિન સ્વારથ, બિન આશાતૃષ્ણા,
 સુખદુઃખ બેપરવાઈ !
 ઓ સંતો ! સેવા ધરમ ૦
પ્રેમધરમ અરુ સેવા ધરમકો,
 અરસપરસ અપનાઈ.
 ઓ સંતો ! સેવા ધરમ ૦
બલિહારી સેવા સ્વભાવ હિ જાકો !
 કબ હૂ ન દીસે કૂનાઈ !
 ઓ સંતો ! સેવા ધરમ ૦
પુનિ પુનિ ધરત પ્રભુ અવતારા !
 સેવક જનકે સહાઈ !
 ઓ સંતો ! સેવા ધરમ ૦
ધન ! ધન જિન કિન્હી સેવાકમાઈ !
 ઈન્દ્ર કરત ઈરખાઈ !
 ઓ સંતો ! સેવા ધરમ ૦
સેવક સાગર સબ સેવકકો :—
 જય ગુરુ જય બરદાયી !
 ઓ સંતો ! સેવા ધરમ ૦

# उस घर पर ठरना



સન્તો ! ઉસ ઘર પર ઠરના (હૈ) જિન્કા ગગન ભીતર પા   યા !
બ્રહ્મા , વિષ્ણુ , શેષ , મહેશા , ભેદ નહીં પાયા !
સન્તો ! ઉસ ઘર પર ૦

પાયા વો ઘર 'ગુરુ' હમારા ! ભેદ હમેં દિખલાયા !
જબ નહીં યે શશી રવિ તબ હમને 'ગુરુ'કો ગેરૂ ધરાયા !
સન્તો ! ઉસ ઘર પર ૦

ગુરુ હમારે બાલે ભોલે ! તિન તિન રખે લુગાઈ !
શિવ , બ્રહ્મા , વિષ્ણુ જબ નહીં થે , તબસે લગન લગાઈ !
સન્તો ! ઉસ ઘર પર ૦

આગ લગી ! 'જૂનાગઢ' જલતા ! તામે 'પંખી' બચાયા !
'નવાનગર'કે અસલ 'રાજમે', 'નજીવાબાદ' બસાયા !
સન્તો ! ઉસ ઘર પર ૦

'બિલ્લી' જહાં લે ચલે 'ઊંટ' કો , વહીં જાદૂઈ ઘર દેખા !
ભોગ ચણી દે દિયા બિષ્ણુકો ! શિવજીકો બમ ભેખા !
સન્તો ! ઉસ ઘર પર ૦

મહામધુસાગર હમે બિલોયા ! અજકો અગમ પહુચાયા !
સાગર હરિગુરુસન્તપ્રસાદે , તનમન લગન લગાયા !
સન્તો ! ઉસ ઘર પર ૦

# अकर चकर गुरु घनचक्कर !



આજ ભજનકી મજલિસમેં, ભાઈ !
આયે પુરી, તીરથ, સબ ગિર ! –
ના હમ તીરથ ! ના પુરી, પર્વત !
ગુરુ હમારા ઘનચક્કર ! –
ભાઈ ! અકર ચકર ગુરુ ઘનચક્કર ! આજ૦

ભૂલા ચૂકા ભજન કરે ના ! ?
ભોજન અચ્છી તરહ કરતા ! !
ના જપ, તપ, ના જોગસમાધિ !
અમન ચમન સબ રસભોક્તા !
ભાઈ ! અકર ચકર ગુરુ ઘનચક્કર ! આજ૦

'જૂનાગઢ' કો જલા દિયા જી !
લૂટ લિયા ઘર 'સૂરત'કા !
અદ્ધર તખત બિરાજત ગુરુજી !
બદન બના ફુલ નૂરતકા !
ભાઈ ! અકર ચકર ગુરુ ઘનચક્કર ! આજ૦

અય પરમેસર ! કસમ હૈ તુમકો,
હમારી મ્હડીઆં ના આના ! !
ભૂલા ચૂકા આય ચડો તો,
નગન નગન દિલ બહલાના !
ભાઈ ! અકર ચકર ગુરુ ઘનચક્કર ! આજ૦

નદિયાં નાહ્યા ! સરવર નાહ્યા !
બેહદ સાગર ના દેખા ! !
દેખ ! ભજનકા બાવા બૂઝ લે !
કયા ઘરબારી કયા ભેખા ? !
ભાઈ ! અકર ચકર ગુરુ ઘનચક્કર ! આજ૦

# अंधा जीत ले लंका



હમ તો અલખગી બાબા ! હમારા કયા ઠિકાના જી ? !
અય બેટા ! બન જા મર્દાના ! મુશ્કિલ પાંવ ટિકાના !
હમ તો ૦

હમ કયા જાને પરમેશ્વર કૈસા ? ! કિતના લંબા ચૌડા જી ? !
તું તેરે દિલકો ઢૂંઢના હૈ ! મત કર દૌડમદૌડા !
હમ તો ૦

તાંબેકા હમ કનક કરે ના ! કરે હીરા મિટ્ટીકા જી !
જીવતેકો હમ અબેહ કરાવે ! બડા નામ ગુરુજીકા
હમ તો ૦

ના હમ જ્ઞાની ! ના હમ ધ્યાની ! કેફ કિયા ચકચૂર જી !
ખાના, પીના, મૌજ ઉડાના ! એમા મતા હમારા !
હમ તો ૦

તું રાગી હૈ, યા હૈ બૈરાગી, ગઢ જીતે સોહિ બંકા જી !
સેતુબંધ સાગર સદ્‌ગુરુજી ! અંધા જીત લે લંકા !
હમ તો ૦

# झखम जिन लग्या – लग्या हो ! जी !



જિન લગ્યા લગ્યા હો લગ્યા –
ઝખમ જિન લગ્યા લગ્યા હો....જી ! –
જિન લગ્યા લગ્યા હો ૦

જિન લગ્યા ઝખમ સોહિ જાન્યા, ઔર ન જાન્યા કુચ્છ ! –
ઔર ન જાન્યા કુચ્છ ! – ઝખમસેં ભયા જંગી અબધૂત ! –
ઝખમ જિન લગ્યા લગ્યા હો....જી !
જિન લગ્યા લગ્યા હો ૦

કિતને પાંવ ભજનકે ? ! લેચા ! કિતના લંબા પુચ્છ ? ! –
ઔર ન જાન્યા કુચ્છ ? – ઝખમસેં ભયા જંગી અબધૂત ! –
ઝખમ જિન લગ્યા લગ્યા હો....જી !
જિન લગ્યા લગ્યા હો ૦

બેટા કીસકા હૈ પરમેસર ? ! લે ગુરુગમકી ગુન્જ ! –
ઔર ન જાન્યા કુચ્છ ! – ઝખમસેં ભયા જંગી અબધૂત ! –
ઝખમ જિન લગ્યા લગ્યા હો....જી !
જિન લગ્યા લગ્યા હો ૦

ચ્યારી પરમેસરકી સમજ લો ! બાપ ભજનકા બૂઝ ! –
ઔર ન જાન્યા કુચ્છ ! – ઝખમસેં ભયાજંગી અબધૂત ! –
ઝખમ જિન લગ્યા લગ્યા હો....જી !
જિન લગ્યા લગ્યા હો ૦

સાગર સદ્‌ગુરુઘરકા નોકર ! ભજન બિના સબ તુચ્છ ! –
ઔર ન જાન્યા કુચ્છ ! – ઝખમસેં ભયા જંગી અબધૂત ! –
ઝખમ જિન લગ્યા લગ્યા હો....જી !
જિન લગ્યા લગ્યા હો ૦

• –

# नथी पार , प्रभु ! पोथांनो !



‘ પોપટીઆ ’ શાં બહુ વાચો રે ! વીરા મ્હારા !
હરિગુરુસંતોને સ્હાજો રે ! પ્રેમી પ્યારા !
‘ પોપટીઆ ’ શાં બહુ ૦

છે ત્રિગુણ થકી પર થાવું ,
મ્હોરે ઘર પરૂણા જાવું ,
એઠેલું અન્ન શું ખાવું રે ? ! વીરા મ્હારા !
‘ પોપટીઆ ’ શાં બહુ ૦

ગુરુશબ્દ નથી બાવનમાં ,
છે છુપો સંતચરણમાં , –
સહુ વેદો છે ત્રિગુણમાં રે ! વીરા મ્હારા !
‘ પોપટીઆ ’ શાં બહુ ૦

ગુરુમુખ વાણી નિર્વાણી ,
ગોખી ફરી ફરી ફૂટવાની ! –
‘ પોપટીઆ ’ પર મૂક પાણી રે ! વીરા મ્હારા !
‘ પોપટીઆ ’ શાં બહુ ૦

નથી પાર , પ્રભુ ! પોથાનો ,
જો ધર્મ જૂનો પોતાનો ,
સેવક સાગર સંતોનો રે ! વીરા મ્હારા !
‘ પોપટીઆ ’ શાં બહુ ૦

# शी रीते भक्ति कराए रे !



શી રીતે ભક્તિ કરીએ રે ? સા...ચી પ્રીતે;
રસબૂટી એ જીરવીએ રે ! સા...ચી પ્રીતે.
શી રીતે ૦

કરશું વાતો કયાં સુધી ? !
જ્યાં ના પ્હોંચે મનબુદ્ધિ !
બસ રગે રગે ભરૂ ભક્તિ રે ! સા...ચી પ્રીતે.
શી રીતે ૦

હાં ! હાં ! હરિઘેલાં થાશું,
મ્હેતો ને મીરા ગાશું,
એ પગલે પગલે જાશુ રે ! સા..ચી પ્રીતે.
શી રીતે ૦

દિન રેન હરિ હરિ કરીએ –
મન મુવા વિના ના મરીએ –
ના ડરીએ, હરિવર હઇયે રે ! સા...ચી પ્રીતે.
શી રીતે ૦

શો હરિરસદરિયો રેલ્યો !
જ્યાં નથી ગુરુ નથી ચેલો !
સાગર બેભાન બનેલો રે ! સા...ચી પ્રીતે.
શી રીતે ૦

# कोइ हरिजन हो तो आवो रे



(કોઇ હરિજન હો, તો આવો રે! – ઓ.. પંખીડા!
હરિ હરિ અમને ગવડાવો રે! – ઓ પંથીડા!
કોઇ હરિજન હો તો ૦

આપણ સૌ પંખી છઇયે
હરિરસના વ્યસની થઇયે
હરિ હરિ ગાતા ઉડી જઇયે રે! – ઓ. પંખીડા!)
કોઇ હરિજન હો તો ૦

હરિરસ મીરાંએ માણ્યો!
એ ભાવ ભર્યો આણો!
ઝખ મારે પેલો શાણો રે! – ઓ પંખીડા!
કોઇ હરિજન હો તો ૦

છે મુક્તિ જડ, અક્કડની! –
જક્કી સૂક્કા લક્કડની! –
ભક્તિ તો બસ ફક્કડની રે! – ઓ પંખીડા!
કોઇ હરિજન હો તો ૦

અસ્થિર મનથી 'છે' દુનિયા,
એ મન રસિયાજી વસિયા,
સાગર હરિના કાસદિયા રે! ઓ પંખીડા!

# सागर घरोंघर हो गये



હાં ! એક દિન હમ 'દૂધ' થે ! જલ જલકે 'માવા' હો ગયે !
ઘર આગ પર થા ! જી હુઝૂર ! ખાણા તુમ્હારા હો ગયે !
હાં ! એક દિન હમ ૦

થે બાદશાહ કલ તો , અહા !
બસ નૌકરી અબ યારકી !
ખુદ કાસિદોકી ફૌજમે અફસર બડે હમ હો ગયે .
હા ! એક દિન હમ ૦

બસ ! કયા અસલ ઉસ્તાદજી ! –
ગાતે બજાતે ભૈરવી ! –
જબ અંગુરી તેરી લગી ખુદ બસી તેરી હો ગયે .
હા ! એક દિન હમ ૦

વાહ ! કયા પિલાયા ઓલિયા ! –
થે રાતભર હમ હો અગર –
ગગ રગ અનલહકે ચલ રહા – હમ કૈસે ચક્કર હો ગયે !
હા ! એક દિન હમ ૦

"થા કૌન વો 'સાગર' અગર ?"
"ખુદમસ્ત થે ! હમને સુના" –
સોતે કબરમેં હૈ મગર સાગર ઘરોઘર હો ગયે .
હાં ! એક દિન હમ ૦

# हरिभजनमां लग रहीए



લગ રહીએ – લગ રહીએ –
બસ ! હરિભજનમાં લગ રહીએ. લગ ૦

આડે આવે હરિભજનમાં –
એનાથી અતડા રહીએ !

બસ ! હરિભજનમાં લગ રહીએ. લગ ૦

ના જોવાનું ના ના જોઇયે –
આંખો બંધ કરી દઇયે.

બસ ! હરિભજનમાં લગ રહીએ. લગ ૦

ના સુણવાનું ના ના સુણીએ –
ભજનધૂનમાં લગ રહીએ.

બસ ! હરિભજનમાં લગ રહીએ. લગ ૦

શો જીવ ઘાલું જુઠે ઝઘડે ?!
જીવને લાભ નથી જરી યે.

બસ ! હરિભજનમાં લગ રહીએ. લગ ૦

શબ્દે ટેકી, અચલ વીરાસન –
સાગર ભવસાગર તરીએ.

બસ ! હરિભજનમાં લગ રહીએ. લગ ૦

॥ ॐ सद्‌गुरु ॥

# ૨

ઈ. સ. ૧૯૧૯થી ઈ. સ. ૧૯૨૨



ॐ

मरेंगे मरेंगे मरेंगे हम

गुरु ! तेरे भजनम मरेंगे हम .

मरेंगे मरेंगे मरेंगे हम ! गुरु ! तेरे भजनमें ०

॥ ॐ ॥

હક ધૂન લાગી –

અનલહક લાગી –

હક ધૂન લાગી અનલહક ०



जय गुरु जय गुरु अलख निरंजन।

जय गुरु जय गुरु अलख निरंजन॥

॥ जय गुरु जय गुरु ०॥



# निरंजन वाणी निर्वाणी



ભલા ! મર જા તું ! અય બેટી ! દુવા અબધૂ દીવાનાની !
ન બન, બચ્ચા ! ગરીબ ઘેટી ! અનલહક ! રાહ મર્દાની.
ભલા ! મર જા તું ! અય ૦

રચે મન માનીતી માયા –
ફસાવે જીવ ને કાયા –
ખરે ! ગુણઘાટની દુનિયા ! – તુફાની રંગ સૌ ફાની !
ભલા ! મર જા તું ! અય ૦

સગુણ, નિર્ગુણ, પરાથી પર –
અલિંગી બ્રહ્મ અન્તર ભર –
અગર – હાં – સૂન શિખર ઉપર અલખની ઔર સુલ્તાની.
ભલા ! મર જા તું ! અય ૦

અસત્ માયા – બધી હડધૂત ! –
હકીકતમાં નથી સુખદુઃખ –
નથી આશક નથી માશક ! અનામી ઈશ્ક અસ્માની.
ભલા ! મર જા તું ! અય ૦

બની જા તું અસલ પથ્થર –
બધું યે છોડ કુદરત પર –
નથી સરિતા નથી સાગર ! નિરંજન વાણી નિર્વાણી.
ભલા ! મર જા તું ! અય ૦

# तुं तो ब्रह्मकुमार !



તું તો બ્રહ્મકુમાર ! –
બચ્ચા ! તું તો બ્રહ્મકુમાર !
અબધૂ ! તું તો બ્રહ્મકુમાર ! બચ્ચા ! તુ તો ૦

સ્થૂલ , સૂક્ષ્મ , ગઢ કારણ ભેદી –
શૂન્ય શિખર પર તાર !
અબધૂ ! તું તો બ્રહ્મકુમાર ! બચ્ચા ! તું તો ૦

મહાનિધિમેં જલ જીવિત મિલા હૈ –
પી લે સુષુમ્ણા સાર !
અબધૂ ! તું તો બ્રહ્મકુમાર ! બચ્ચા ! તું તો ૦

ભૂત, ભવિષ્ય કે મલીન વિકલ્પો –
નહીં નહીં નહીં નિરધાર !
અબધૂ ! તું તો બ્રહ્મકુમાર ! બચ્ચા ! તું તો ૦

અદ્ભુત અનભે ! અજાતિ ! અનામી !
ના ઘટ મઠ – ઘનાકાર !
અબધૂ ! તું તો બ્રહ્મકુમાર ! બચ્ચા ! તું તો ૦

જય ગુરુ જય ગુરુ અલખ નિરંજન !
સાગર શબ્દ વિચાર.
અબધૂ ! તું તો બ્રહ્મકુમાર ! બચ્ચા ! તું તો ૦

# તું તો જ્યોતિકુમાર



તું તો જ્યોતિકુમાર – બચ્ચા ! તું તો જ્યોતિકુમાર –
સ્વયંભૂ ! તું તો જ્યોતિકુમાર ! બચ્ચા ! તું તો ૦

ઘર તો તુમ્હારા બડા હૈ ગગનસે –
સઁવરગુફા ગુરુદ્વાર !
સ્વયંભૂ ! તું તો જ્યોતિકુમાર ! બચ્ચા ! તું તો ૦

ના તોહે આવન ! ના તોહે જાવન –
અદબદ ઘર અનુચ્ચાર !
સ્વયંભૂ ! તું તો જ્યોતિકુમાર ! બચ્ચા ! તું તો ૦

તુત નહીં જ્યા ભૂત ભવિષ્ય કે –
ત્રિભુવન પાર વિચાર.
સ્વયંભૂ ! તું તો જ્યોતિકુમાર ! બચ્ચા ! તું તો ૦

બ્રહ્માલાપ કરત, અહ ! હંસા ! –
બેહદકે ઘર તાર !
સ્વયંભૂ ! તું તો જ્યોતિકુમાર ! બચ્ચા ! તું તો ૦

સચ્ચિતસાગર નામ કુવનકો ! –
ઘટ ઘટ તુમ અવતાર !
સ્વયંભૂ ! તું તો જ્યોતિકુમાર ! બચ્ચા ! તું તો ૦

# वो घर सागर मीलना



હમને ભેખ લિયા સચ્ચા અનામી અલખ નિરંજનકા –
અનામી અલખ નિરંજનકા ગુરુઘર દેખ લિયા સચ્ચા.

હમને ભેખ લિયા ૦

લાખ લાખ પદશાહી છાડી તપસી બૈઠા બનમે ! –
જા, બેટા ! બોલો જોગીકો –'મૌજ કરો સુખમણમે'!

હમનેં ભેખ લિયા ૦

સાત સમંદર પાર ગુરુઘર ઉસ પર સતગુરુમેલા ! –
આપે આપ અખેલા ખેલે ! કૌન ગુરુ ? કૌન ચેલા ?!

હમને ભેખ લિયા ૦

ત્રિવેણીકે પાર નગરમે અલખ લિખ્યા નિર્વાણી ! –
ખોજસુહાગ ખુદ ખોવાયા ! સૂરતા સહજ સમાણી !

હમને ભેખ લિયા ૦

ઝિલજાલ સમઝત ગુરુગમસે ! પલ પલ અમરત ઝીલના ! –
જીવણા મરણા ટોડ ન ભૂઝે ! વો ઘર સાગર મીલના !

હમને ભેખ લિયા ૦

# भरथरीनुं भजन



ભરથરી બનમેં ચલ્યો ! –
અકેલો ભરથરી બનમેં ચલ્યો ! –
ભરથરી ભૂપ ચલ્યો ! – – – અકેલો ભરથરી ૦

ના મોહે રાજ, નહીં મોહે રાની –
ભિચ્છાકો ટૂકડા ભલો !
અકેલો ભરથરી બનમેં ચલ્યો ! ભરથરી ૦

તરુની લગી મોહે તાતી અગનસી ! –
મન મેરો ગુરુસેં મીલ્યો.
અકેલો ભરથરી બનમેં ચલ્યો ! ભરથરી ૦

આલખ જગ્યા હો ! ભભૂત લગ્યા હો ! –
ભરથરી મરદ ભલો !
અકેલો ભરથરી બનમેં ચલ્યો ! ભરથરી ૦

જોગીકો હિરદો ! હિમાલાસેં જબરો !
ત્રિભુવનસેં ના ડર્યો !
અકેલો ભરથરી બનમેં ચલ્યો ! ભરથરી ૦

ત્રિબેણી તટપેં મચ્છેન્દર મ્હડિયાં –
સાગર ગુરુ વ્હાં મીલ્યો.
અકેલો ભરથરી બનમેં ચલ્યો ! ભરથરી ૦

# त्रिवेणीतीरे , ओ सखि रे !



त्रिवेणीतीरे, ઓ સખિ રે ! –
મુને મળિયા ગુરુજી ગોહિલ રાજકુમાર !
ત્રિવેણીતીરે , ઓ સખિ રે ! ૦

અગ ને રગ ગવેં જહાં હા રે સખિ !
પીધો અનગરસસાર !
ત્રિવેણીતીરે , ઓ સખિ રે ! ૦

પોથા ને થોથા બીજા વર્જ્યા સૌ રે સખિ !
સદ્ગુરુશબ્દ ઉચ્ચાર !
ત્રિવેણીતીરે , ઓ સખિ રે ! ૦

ગગા ને જમુના ન્હોતા સરસ્વતી ઓ સખિ !
પચમવેદ વિહાર !
ત્રિવેણીતીરે , ઓ સખિ રે ! ૦

આંખો ફૂટી ને મ્હારી પાંખો ફૂટી રે સખિ !
બેઉ ગગન ને પાતાળ !
ત્રિવેણીતીરે , ઓ સખિ રે ! ૦

ધન્ય ! કલાપી ! સ્થાપી અલખધૂણી રે સખિ ! –
ઉભો ભવ સાગર પાર .
ત્રિવેણીતીરે , ઓ સખિ રે ! ૦

# ઘનચક્કર હો જાઉં !



મૈં તો છોટો બાવો રે –
મૈં તો છોટો બાવો !

ફલ બડો હો જાઉં – ફલ બડો હો જાઉં –
મૈં તો છોટો બાવો રે –
મૈં તો છોટો બાવો ! મૈં તો૦

નથી ખોટો બાવો રે–નથી ખોટો બાવો–
મૈં તો છોટો બાવો રે–
મૈં તો છોટો બાવો ! મૈં તો૦

આજ ખડો હો જાઉં – આજ ખડો હો જાઉં –
મૈં તો છોટો બાવો રે –
મૈં તો છોટો બાવો ! મૈં તો૦

તુંહિ રામ - રામ ગાઉ – ગુરુ રામ રામ ગાઉં –
મૈં તો છોટો બાવો રે –
મૈં તો છોટો બાવો ! મૈં તો૦

ઘનચક્કર – ઘનચક્કર – ઘનચક્કર હો જાઉં –
મૈં તો છોટો બાવો રે –
મૈં તો છોટો બાવો ! મૈં તો૦

# ઘનચક્કર ગુરુની આરતિ



જયદેવ જયદેવ ! જય સર્વાતીતા ! –
ગુરુ જય સર્વાતીતા !
ઘનચક્કર ગુરુદેવા – ઘનચક્કર ગુરુદેવા !
જય અપરિમિતા ! જયદેવ ગુરુદેવ ! જયદેવ ૦

નહીં દેશ નહીં કાલ, તહીં સતગુરુમેલા –
ગુરુ તહીં સતગુરુમેલા !
ખેલત ખેલ અખેલા – ખેલત ખેલ અખેલા !
તુંહિ ગુરુ ! તુંહિ ચેલા ! જયદેવ ગુરુદેવ ! જયદેવ ૦

સ્વયં સચ્ચિદાનન્દ ! અતિ અદ્‌ભુત સવિતા !
ગુરુ અતિ અદ્‌ભુત સવિતા !
पिण्डे तद् ब्रह्माण्डे -- पिण्डे तद् ब्रह्माण्डे –
અદભદ ગુરુગીતા ! જયદેવ ગુરુદેવ ! જયદેવ ૦

હું, તું, તે, નહીં આપ – નહીં આપણ, પોતે;
ગુરુ નહીં આપણ, પોતે ! –
કોણ કહે ' અણુલિંગી ' – કોણ કહે ' અણુલિંગી ' ?! –
ગુરુજી સુરજ્યોતે ! જયદેવ ગુરુદેવ ! જયદેવ ૦

ગુરુ અવધૂત આકાશ – નહીં છાયા છપ્પર ! –
ગુરુ નહીં છાયા છપ્પર !
સતગુરુ અલખ નિરંજન – સતગુરુ અલખ નિરંજન !
જય ગુરુ ઘનચક્કર ! જયદેવ ગુરુદેવ ! જયદેવ ૦

# घनचक्कर गुरुनो वेष !



જય જય સતગુરુ દાતાર! મેળો માલિકનો!
ભવસાગર તારણહાર ! મેળો માલિકનો !
જય જય સતગુરુ દાતાર ! મેળો ૦

ગુરુ! ધર્યો અલખ અવતાર! મેળો માલિકનો!
ગુરુ! અનભે પામે પાર! મેળો માલિકનો!
જય જય સતગુરુ દાતાર! મેળો ૦

ગુરુ! નહીં ભોમ! નહીં વ્યોમ! મેળો માલિકનો!
નહી રવિ! અને નહીં સોમ! મેળો માલિકનો!
જય જય સતગુરુ દાતાર! મેળો ૦

ગુરુ! નહીં ભોગ, નહીં ભેખ! મેળો માલિકનો!
સતગુરુએ લખીઆ લેખ! મેળો માલિકનો!
જય જય સતગુરુ દાતાર! મેળો ૦

નહીં ગુરુ, નહીં ઉપદેશ! મેળો માલિકનો!
ઘનચક્કર ગુરુનો વેષ! મેળો માલિકનો!
જય જય સતગુરુ દાતાર! મેળો ૦

# ઘનચક્કર અપરિમિત



જય જય સતગુરુ મહારાજ ! લીલા બ્રહ્મ તણી !
ભવસાગર તાર્યું જહાજ ! મૌજ બની . ન બની !
જય જય સતગુરુ મહારાજ ! લીલા ૦

ગુરુ મનવાણીથી અતીત ! લીલા બ્રહ્મ તણી !
તું આપે તુરિયાતીત ! મૌજ બની ન બની !
જય જય સતગુરુ મહારાજ ! લીલા ૦

ગુરુ અણુલિંગી અહાલ્લેક ! લીલા બ્રહ્મ તણી !
તું અલખ નિરંજન એક ! મૌજ બની ન બની !
જય જય સતગુરુ મહારાજ ! લીલા ૦

ગુરુ અણુ અણુ અવતાર ! લીલા બ્રહ્મ તણી !
કોઇ અવધૂ પામે પાર ! મૌજ બની ન બની !
જય જય સતગુરુ મહારાજ ! લીલા ૦

ગુરુ નહીં ગુણ , નહીં ગીત ! લીલા બ્રહ્મ તણી !
ઘનચક્કર અપરિમિત ! મૌજ બની ન બની !
જય જય સતગુરુ મહારાજ ! લીલા ૦

# घनचक्कर नकशो !!



જય જય સતગુરુ સાહેબ ! શૂન્ય શિખર અદ્ધર !
જ્યાં લઘુ ગુરુ સહુ ગેબ ! નકશો ઘનચક્કર !
જય જય સતગુરુ સાહેબ ! શૂન્ય ૦

ગુરુ વેદ ચૌદમો કાણ્ડ ! શૂન્ય શિખર અદ્ધર !
આ પિંડ મહીં બ્રહ્માણ્ડ ! નકશો ઘનચક્કર !!
જય જય સતગુરુ સાહેબ ! શૂન્ય ૦

ગુરુ ગગનગુફામાં રામ ! શૂન્ય શિખર અદ્ધર !
જ્યાં જીવ જડે નહીં નામ ! નકશો ઘનચક્કર !!
જય જય સતગુરુ સાહેબ ! શૂન્ય ૦

આ ખલક અલખની મોજ ! શૂન્ય શિખર અદ્ધર !
સહુ દુનિયા મુક્તિફોજ ! નકશો ઘનચક્કર !!
જય જય સતગુરુ સાહેબ ! શૂન્ય ૦

ગુરુ ગાઇ રહ્યા ચુપચાપ ! શૂન્ય શિખર અદ્ધર !
ઘનચક્કર આપો આપ ! નકશો ઘનચક્કર !!
જય જય સતગુરુ સાહેબ ! શૂન્ય ૦

# जुग जुग जीवो ! अखाजी !



જુગ જુગ જીવો અખાજી !
ગુરુજી ૐ ! જુગ જુગ જીવો અખાજી !
જુગ જુગ જીવો અખાજી ! ગુરુજી ૐ ૦

જા બડભાગીકો છેલ્લો જનમ હો,
તાકો સનેહી સખા જી !
ગુરુજી ૐ ! જુગ જુગ જીવો અખાજી ! જુગ જુગ ૦

ગાત બનત નાહિ સદ્‌ગુરુમહિમા –
શેષ, બિરિંચિ થકયા જી !
ગુરુજી ૐ ! જુગ જુગ જીવો અખાજી ! જુગ જુગ ૦

લાલદાસ, હરિકૃષ્ણ, જીવણજી !
ગૌરી, રતનબા, જીતાજી
ગુરુજી ૐ ! જુગ જુગ જીવો અખાજી ! જુગ જુગ ૦

પરમહંસ અવધૂ કેલ્યાણ –
જાગ્રત ન૰ નીરખ્યા જી !
ગુરુજી ૐ ! જુગ જુગ જીવો અખાજી ! જુગ જુગ ૦

સાગર ગુરુ સુરરાજ પ્રસાદે –
અલખ અખા ઓળખ્યા જી !
ગુરુજી ૐ ! જુગ જુગ જીવો અખાજી ! જુગ જુગ ૦

# आन खडो तोरे चरणोंमें !



આન ખડો તોરે ચરણોંમેં –
ગુરુ ! આન ખડો તોરે ચરણોંમેં !
ગુરુચરણોંમેં – પ્રભુશરણોંમેં ! ગુરુ ! આન ૦
ગુરુ ! આન ખડો ૦

આપ હિ તારક ! આપ હિ પાલક !
આપ હિ જ્યોતિ નયણોંમેં !
ગુરુ ! આન ખડો ૦

આપ હિ બ્રહ્મા ! આપ હિ વિષ્ણુ !
આપ મહેશ મશાણોંમે !
ગુરુ ! આન ખડો ૦

પરમહંસ અબધૂ કલ્યાણા !
આપ હિ સૂખ કલ્યાણોંમેં !
ગુરુ ! આન ખડો ૦

જયગુરુ જયગુરુ અલખ નિરંજન !
આપ હિ સર્વ સગુણોંમેં !
ગુરુ ! આન ખડો ૦

સાગર સતગુરુ – દેવદયાસે,
પાયો રાહ પુરાણો મૈં !
ગુરુ ! આન ખડો ૦

# તારે ગુરુજી જ્હાજ રે !



ઓળખ આજે પડી રે ! ઓહો ! ધન ! ત્હારા માબાપ !
સાધુ કેરી દીકરી રે ! આખર સાધુ આપ રે ! –
ઓહો ! ધન ! ત્હારા માબાપ !
ઓળખ આજે પડી રે ! ૦

બબ્બે સન્તની બેટડી રે ! તું અમૃત ધાવણહાર !
રખવાળુ શિવ ને બ્રહ્માનુ ! વિષ્ણુ થયા ગોવાળ રે ! –
ઓહો ! ધન ! ત્હારાં માબાપ !
ઓળખ આજે પડી રે ! ૦

મોત તો, બેટી ! મટી ગયુ રે ! જાગી અનલે જ્યોત !
અણુલિંગી ઉગ્યો આત્મા ! રે ! બળી જળી ગયુ નિજ પોત રે ! –
ઓહો ! ધન ! ત્હારા માબાપ !
ઓળખ આજે પડી રે ! ૦

પૂર્વે જન્મ્યા એક કબીરા ! કે બીજા સાગરરાજ !
પણ, સાચુ દલ હો આપણું રે, તો તારે ગુરુજી જ્હાજ રે ! –
ઓહો ! ધન ! ત્હારા માબાપ !
ઓળખ આજે પડી રે ! ૦

# 'अगर ए-क्यां गयो सागर?!



અગર એ કયાં ગયો—'સાગર'—સનમને માગતો'તો તે?—
ખુદાઈ ઈશ્કની ખાતર—જહાંને ત્યાગતો'તો તે?!
અગર એ કયાં ૦

બધો દીવાન શું બરબાદ?!
સૂફીઓના ખરા ઉસ્તાદ!
નહીં મજનું! નહીં ફરહાદ!—"અનલહક" ગાજતો'તો તે?!
અગર એ કયાં ૦

નથી ચોટી! ન દાઢી મૂછ!
નથી ધૂણી! ન ચિમ્ટો કુછ!
જનાઝા પર જુવો અવધૂત! "શિવોઽહમ્" બોલતો' તો તે?!
અગર એ કયાં ૦

અગર યહ! વાહ! ગુરુજી! વાહ!—
પલક ભર ઠેરીએ જી! શાહ!—
ફકીરા! આપ હો અલ્લાહ—ચિલમમા ઘૂંટતો'તો તે?!
અગર એ કયાં ૦

અજાતિ જાતિકુલ કુલ ગોત—
મળી રહી જ્યોત માંહે જ્યોત!—
અગર સાગર જીવ્યો જો હોત—સનમને શું થતો'તો તે?!
અગર એ કયાં ૦

# अलहक! अनलहक जल रहा!



કોઇ નામે સાગર જલ રહા! અલહક! અનલહક જલ રહા!
યા ખુદ ખુદા અલહસ્ત યહ! ખુદકી ખુદાઈ જલ રહા!
કોઇ નામે સાગર ૦

"હક! હક!" બજ્યા જિસ દહેરૂમેં, તિન્ તિન્ પ્હર ઇસ તંબૂરા!
ચલ — ભૂલ ગયે ભૂત ભાવિકો! હંસા બના! જલ જલ ગયા!
કોઇ નામે સાગર ૦

કોઇ મારિફત સૂફી ફકીર! આગે યહાં રહેતા સુના!
ના હીન્દુ! ના મુસ્લીમ! અહા! હસતા મિનારા જલ રહા!
કોઇ નામે સાગર ૦

તકિયા કિયા ગુરુનામકા! ઘર જલ, રહા આઠોં પહર!
જબ દે દિયા અપની ખુદી, ના હમ્ શિવોહમ્ જલ રહા!
કોઇ નામે સાગર ૦

ના હમ રહા — ના તુમ રહા! ગાતે હૈ સાહબ સુન સિખર!
અજી! આપ ઘનચક્કર ગુરુ સાગર- અનલહક જલ રહા!
કોઇ નામે સાગર ૦

# सागर शिवो ऽ हम् जल रहा !



કોઇ ‘ નામે સાગર ’ જલ રહા ! ૐકાર ઈશ્વર જલ રહા ! –
અનલે અલખ ગુરુનામકા – નિર્ગુણ નિરંજન જલ રહા !

‘ કોઇ નામે ’ સાગર ૦

જહાં સોમ હૈ, વહાં ઓમ્મ હૈ ! કૈં રોજપેં કહી ગુફતગો ! –
અણ દેખીએ ખુદ રૂબરૂ – સાહેબ કબીરા જલ રહા !

‘ કોઇ નામે ’ સાગર૦

કિસને કહા :-“ જીવ જીવ હૈ ”? કિસને કહા:-“જીવ જીવ નહીં ?”
તોબાહ, કિયા ગુરુરાહુમેં ! નાહમ્ ! શિવોહમ્ ! જલ રહા !

‘ કોઈ નામે ’ સાગર ૦

તાલી લગા ! તાલી લગા ! ગુરુરામસે તાલી લગા ! –
જબી રામ સહ તાલી લગા , सदैव सोऽहम् जल રહા !

‘ કોઇ નામે ’ સાગર ૦

ઉલટા ચલા જબી મન પવન , सोऽहं શબ્દસે લે ચલા;
બૈઠા મીલા ગુરુરામ સે, સાગર શિવોહમ્ જલ રહા !

‘ કોઇ નામે ’ સાગર ૦

# सागरराज भये न भये



ગુરુકે ઘરમે જભી આન ખડે, તભી સાગરરાજ ભયે ન ભયે!
જભી સાગરરાજ ભયે ન ભયે, તભી તત્ત્વનિરંજન રામ ભયે!
ગુરુકે ઘરમે ૦

જભી તત્ત્વનિરંજન રામ ભયે, કભી રામ ભયે! કભી કૃષ્ણ ભયે!
હમ રામ ભયે – હમ કૃષ્ણ ભયે! કભી दत्त दिगंबर नग्न ભયે!
ગુરુકે ઘરમે ૦

હમ દત્ત દિગંબર નગ્ન ભયે! કભી જ્ઞાની ભયે! કભી જ્ઞાન ભયે!
હમ જ્ઞાની ભયે! હમ જ્ઞાન ભયે! કભી રાગ ભયે! બઈરાગ ભયે!
ગુરુકે ઘરમે ૦

હમ રાગી ભયે! બઈરાગી ભયે! કભી યોગનમે અતિયોગ ભયે!
હમ જોગનમેં અતિજોગ ભયે! કભી ભક્ત ભયે! કભી મુક્ત ભયે!
ગુરુકે ઘરમે ૦

હમ ભક્તિ ભયે! હમ મુક્તિ ભયે! કભિ શિષ્ય ભયે! કભી ગુરુ ભયે
ગુરુઓમે ગુરુ ગુરુ ગોભી ભયે – જભી સાગરરાજ ભયે નભયે!
ગુરુકે ઘરમે ૦

# मध्याह्नरवि ज्युं जल रहा !



કોઇ 'નામે સાગર' જલ રહા, મધ્યાહ્નરવિ જ્યું જલ રહા !
'છાયા' સમાયા આપમેં, अद्वत सोऽहम् જલ રહા !
કોઇ 'નામે સાગર' જલ રહા !

જલતા અનલ જ્યું આલમેં, ઉડતા નિકલતા ગાભસે !
ઉલટા ચલે અસમાનમેં ! આંખોંમેં 'અલ્લાહુ' જલ રહા !
કોઇ 'નામે સાગર' જલ રહા !

નિશ્ચલ મતિ ગુરુભક્તિકી, વૃત્તિકી યે હિ અનન્યતા;
દોનોંકી સન્ધિ સાધ લે, દીવા ગુફામેં જલ રહા !
કોઇ 'નામે સાગર' જલ રહા !

ચુપચાપ હૈ, દિલ ખાપ હૈ, જ્યોતિસે જ્યોતિ મિલ રહા !
હે તિનમુખી ગુરુ દેવતા ! આપે સ્વયંભૂ જલ રહા !
કોઇ 'નામે સાગર' જલ રહા !

ગુરહાથસે ખુલ ગઇ ગુફા – હંસા બનાકે ઉડા દિયા –
નકલંકી નિર્મલ હો રહા – સાગર – ગુરુઘર જલ રહા !
કોઇ 'નામે સાગર' જલ રહા !

# प्रज्ञानभानु जल रहा !



કોઇ 'નામે સાગર' જલ રહા ! પ્રજ્ઞાનભાનુ જલ રહા !
અણલિંગી બ્રહ્મન્ આપમેં જ્યોતિ નિરંજન જલ રહા !
કોઈ 'નામે સાગર' જલ રહા !

પહિલી ગુફા ! દૂસરી ગુફા ! તિસરી ગુફા ભી તૂટ ગઈ !
ચૌથીમેં જલતા કૌન હૈ ? चिद्रूप चिद्घन જલ રહા !
કોઇ 'નામે સાગર' જલ રહા !

દિલ પાટી ખૂબ સફા કિયા, ઉસ પર 'ગુરુ ગુરુ' લિખ દિયા,
ગુરુસે સફા, ગુરુને વફા, प्रज्ञान चेतन જલ રહા !
કોઇ 'નામે સાગર' જલ રહા !

પર નારી સબ 'માતાજી' હૈ, સબ પર પુરુષ 'પિતાજી' હૈ,
ફિર, શરમ કયોં નારાજ હૈ ? ગગનમેં મુર્શિદ જલ રહા !
કોઇ 'નામે સાગર' જલ રહા !

સુણીએ – ઠબીગર બાલકા ! સુ મિલ ગયા ગુરુ ગોરખા !
तद्दूर तद्वत् – अन्तिके ! સાગર નિરંજન જલ રહા !
કોઇ 'નામે સાગર' જલ રહા !

# सो ऽ हं हंस सदा य हो !



અહા ! કેવો મઝાનો પ્રકાશ ! હો ગુરુ દત્ત દિગમ્બર !
ઉગ્યો – ઉગ્યો અલિંગી ઉજાશ ! હો ગુરુ દત્ત દિગમ્બર !
અહા ! કેવો મઝાનો પ્રકાશ ! હો ગુરુ ૦

" સાગર ! ત્હારાં નેણુમાં રે ગુરુ સત્‌ગુરુ દીનદયાળ ; "
સબ સન્તનકે સાથમેં રે ગુરુ લે સતની સંભાળ –
હો ગુરુ દત્ત દિગમ્બર ! અહા ! કેવો મઝાનો ૦

હેત હૈયાને ઉભરે રે , આહા ! પાસે પ્રભુ પરખાય ;
' આત્મ – અનાત્મ ' વિવેકની રે ગુરુ સતની પ્યાલી પાય–
હો ગુરુ દત્ત દિગમ્બર ! અહા ! કેવો મઝાનો ૦

સતનું બ્હાનું દે સતગુરુજી , सोऽहं हंस અસંગ ;
સતની કહેણી ને સતની રહેણી , સતનો એક જ રંગ –
હો ગુરુ દત્ત દિગમ્બર ! અહા ! કેવો મઝાનો ૦

દત્ત દિગમ્બર ! ગોરખ મળીઆ ! " सत्‌गुरु " મન્ત્રોચ્ચાર ;
કોણ 'પુરુષ' ? કોણ 'નારી' ? જોગીન્દર ! વ્યાપક 'આપ' વિચાર–
હો ગુરુ દત્ત દિગમ્બર ! અહા ! કેવો મઝાનો ૦

ત્રિગુણાતીત સ્વયં પરમેશ્વર – જો ' ગુરુગુરુ ' ગવાય ;
સત્ય સ્વરૂપ હૈ સાગર તેરા – सोऽहं हंस सदा य !–
હો ગુરુ દત્ત દિગમ્બર ! અહા ! કેવો મઝાનો ૦

# अख्खा मील्या गुरु !



અખ્ખા મીલ્યા ગુરુ – પક્કા મીલ્યા ગુરુ –
ઘાટ ઘડચેકો ઘડાવનકો !
ચિત્ત સોરંગી ચરાચર ચેતન –
સદ્ગુરુ રંગ ચઢાવનકો;
ફેર ઘડયો ગુરુ, રામ જડયો ગુરુ –
ઘાટ અઘાટ સમાવનકો,
કૌન મતિ, ગતિ, સાગર મેરી ? –
સદ્ગુરુકે ગુન ગાવનકો ?
અખ્ખા મીલ્યા ગુરુ ! પક્કા મીલ્યા ગુરુ ! ઘાટ ઘડચેકો ૦

ગુરુ પિંડ ખૂલ્યો, તબ અંડ ફૂટયો !
ગુરુ સદ્ગુરુ સેન વિહંગમકો,
ખેચર હંસ મકે છીરવી –
પરબ્રહ્મ – ગુરુ – સત – સંગમકો !
બાવન બ્હાજકી પાજ બની ! ગુરુ ! –
કયા કેહું મૈ ગુરુમહાતમકો ?!
રામ મીલ્યો જબી રામ ભયો મન –
ધન્ય હૈ ધન્ય ગુરુગમકો !
અખ્ખા મીલ્યા ! ગુરુ પક્કા મીલ્યા ગુરુ ! ઘાટ ઘડચેકો –

કોઇ કાંઇ કહો! કોઇ સાંઈ કહો! —
કોઇ રામ કહો ચિત્ત ચેતનકો!
સાફ ભયો જબસે ચિત્તચેતન —
આયકે બૈઠા ગુરુ ઘરકો!
ગુરુ દત્ત કહો, ગુરુ સદ્‌ગુરુ હો!
ગુરુ નામ લહો કોઇ સાગરકો,
આપ હિ આપ ગુરુ સતગુરુ —
બિરાજત ઠેઠ પરા ઘરકો.
અખ્ખા મીલ્યા ગુરુ! પક્કા મીલ્યા ગુરુ! ઘાટ ઘડચેકો ०

બુદ્ધિ જપે ગુરુ, ચિત્ત જપે ગુરુ,
ગુરુ જપે મન મારનકો;
રામ ગુરુ, ગુરુ રામ હિ અંતર!
યે હિ અનુભવ તારનકો!
હારી ગયે હરિ, શેષ, મહેશ —
પ્રજાપત ગીત ગન્તવનકો!
કૌન મતિ, ગતિ, સાગર મેરી —
સદ્‌ગુરુકે ગુન ગાવનકો?!
અખ્ખા મીલ્યા ગુરુ! પક્કા મીલ્યા ગુરુ! ઘાટ ઘડચેકો ०

# जय सद्‌गुरु दाता !



જય દેવ જય દેવ ! જય સદ્‌ગુરુ દાતા !
ગુરુ જય સદ્‌ગુરુ દાતા !
પરમહંસ પરિવ્રાજન્ – પરમહંસ પરિવ્રાજન્ !
હરિ, હર, અજ ધ્યાતા ! જયદેવ જયદેવ ! જય૦

પરમ હંસ પરિવ્રાજ ! મંગલ તનુ પોતે –
ગુરુ મંગલ તનુ પોતે ! –
મંગલમય નિજ નામે – મંગલમય નિજ નામે–
નમું સોહંજ્યોતે ! જયદેવ જયદેવ ! જય૦

આઠે પહોર ઉદાસ ! ઉન્મનિના વાસી –
ગુરુ ઉન્મનિના વાસી –
અલખ પુરુષ અવતારી – અલખ પુરુષ અવતારી –
જય કાયા કાશી ! જયદેવ જયદેવ ! જય૦

સદ્‌ગુરુસન્તપ્રતાપ – કોણુ શકે જાણી ? !
ગુરુ કોણુ શકે જાણી ? !
ચરણરજે ઉદ્ધારો – ચરણરજે ઉદ્ધારો – .
ઓ પ્રભુ નિર્વાણી ! જયદેવ જયદેવ ! જય૦

સાગરથી નથી ભિન્ન – તો ય પ્રભુ મ્હરા ! –
ગુરુ તો ય પ્રભુ મ્હારા ! –
પળ પળ પળ સંભારું – પળ. પળ સંભારું –
પરમેશ્વર પ્યારા ! જયદેવ જયદેવ ! જય૦

# जय जय पूरण ब्रह्म !



જય જય પૂરન બ્રહ્મ – – –
બાબા ! જય જય પૂરન બ્રહ્મ .
જય જય પૂરન બ્રહ્મ ! જય જય ०

નાહીં 'પુરુષ' નાહીં,' પ્રકૃતિ' ! બાબા !
॥ सं ब्रह्मैवाहम् ॥  બાબા !
જય જય પૂરન બ્રહ્મ ! જય જય ०

આઠું પહરકા ધ્યાન – સ્વયંભૂ –
જપ हंसः सोऽहम् ॥  બાબા !
જય જય પૂરન બ્રહ્મ ! જય જય ०

મૈં નાહીં – મૈં નહીં ! ગુરુ પરિબ્રહ્મન્ – –
ગુરુમંતર :– ना हम् – ! બાબા !
જય જય પૂરન બ્રહ્મ ! જય જય ०

તુરીયાતીત – તિગુનકે પાર – –
સ્વરૂપાતીત – સ્વયમ્ – ! બાબા !
જય જય પૂરન બ્રહ્મ ! જય જય ०

ઉન્મનિ બનિકે ઉલસત બાબા – – !
ગુરુ અબધૂ અડબંગ ! બાબા !
જય જય પૂરન બ્રહ્મ ! જય જય ०

# मीरां हो गइ भगत !



મીરાં હો ગઇ ભગત – મીરાં હો ગઈ ભગત –
હો ગઈ ભગત ભગત – મીરાં હો ગઇ ભગત !
દેખા અન્તર્જગત – અહા – વિગતાવિગત –
પ્રભુ વિગતાવિગત – ગુરુ વિગતાવિગત –
સ્વય વિગતાવિગત ! મીરાં હો ગઈ ભગત ! મીરાં હો૦

આગે પૂછ મીરાં ભિક્ષા મગુણકો –
મગ દેખ્યા માયાવિલાસ !!–
વાગવાગી છે ઘાટપે – – ફિર ગુરુ મીલ્યા રહીદાસ રે –
લાગી લાગી લાગી પ્રીતું લગત લગત ! મીરાં હો૦

આગે પૂછ મીરાં 'બ્રહ્મ' મુગતકો – –!
અબ તો જપે નિજ નામ ! –
સદ્ગુરુ સાહેબ અલખનિરંજન – 'મૈં નહી મૈં નહીં' – રામ રે
જાગી જાગી અલખ જ્યોતું જગત જગત ! મીરાં હો૦

સતકો ધ્યાવે, મીરાં સતકો ગાવે –
સોહંહંમ પ્રતીત ! – –
સચ્ચિતસુખ મીરાં આપે સ્વયમ્ અનભે ત્રિગુણાતીત રે –
ફેરે ફેરે ચોરાસી કે લખત લખત –
મીરાં જીવન જીવત – ફિરે મુગત મુગત ! મીરાં હો૦

# ॐ भूर्भुवः स्वः तत्सवितृके



ॐ भूर्भुवः स्वः तत्सवितृके – અહા ! સતુસવિતૃકે ! –
સદા સન્નિયંતૃકે ! સ્વયં બ્રહ્મમંત્રકે ! હલે ! ગુરુનિમંતૃકે !–
સ્વસ્તિ ! સ્વસ્તિ ! સ્વ – સ્વરૂપ શારદાત્મિકે ! –
ॐ भूर्भुवः स्वः ०

વેદઋચા ઉચ્ચરાય, અગમ નિગમ સુગમ થાય –
ગુરુજી ગાય સ્વર અહાય : – वद्वदन्तिके – નિરુક્તઉક્તિકે ! –
અહા ! ભક્તિમુક્તિકે ! .... ॐ भूर्भुवः स्वः ०

વ્યાસ મુનિ જૈમિનીની, જોડ મળી ગૌતમીની –
દત્તગુરુ ! જગધૂણી – ભસ્મકારિકે – અયિ ભસ્મકારિકે ! –
સ્વસ્તિ સ્વસ્તિ 'દેવહુતિ' કપિલકારિકે ! – ॐ भूर्भुवः स्वः ०

ભર્ગરૂપ, ધર્મરુપ, અલખરૂપ, અગ્નિરૂપ –
બ્રહ્મરૂપ સ્વ – સ્વરૂપ હે અનાદિકે !–
અહા ! મુક્તિમુક્તિકે ! .... ॐ भूर्भुवः स्वः ०

રાજહંસ, બ્રહ્મહંસ, પરમહંસ, પુરુષહંસ –
ઊલટ હંસ મંત્ર મહા :– ॐ અજાતિકે ! –
સ્વયં સ્વસ્તિ સ્વસ્તિકે ! ॐ भूर्भुवः स्वः ०

ભક્તિમંત્ર મુક્તિમંત્ર – આત્મરૂપ સર્વતંત્ર –
મંત્ર મહામંત્ર :– 'શૂન્ય' – હે – સમાધિકે ! –
સ્વયં હે સમાધિકે ! ॐ भूर्भुवः स्वः ०

पूर्णमिदं पूर्ण થાય, स्वसंवेद्य અનુભવાય,
વૃત્તિ આવૃત્તિ થવાય, ગાય સકલ દેવતા :– સ્વધર્મકારિકે –
भद्रभद्र भवतु हे शिवोंकारिके ! ॐ भूर्भुवः स्वः ०

---

# ॐ भूर्भुवः स्वः रूप म्हारूं

ॐ

બ્રહ્મકુંવર, અહો ! દ્વિજપદે સ્થાપીએ,
આપીએ 'સત્યવ્રત' નામ સારૂં;
બ્રહ્મગુરુમંત્રણા ધારીએ ધારણા :-
॥ઓરમ્॥ ભૂર્ભુવઃ સ્વઃ રૂપ મ્હારૂં. બ્રહ્મકુંવર, અહો ! દ્વિજ૦

સેવતાં સેવતાં સત્‌ગુરુપાદુકા,
વૃત્તિ પરિવ્રાજિકા પૂર્ણ ધારે;
બ્રહ્મચારી અચલ, સત્યવ્રત ભર્ગબલ,
॥ ઓરમ્॥ ભૂર્ભુવઃ સ્વઃ રૂપ મ્હારૂં. બ્રહ્મકુંવર, અહો ! દ્વિજ૦

ગોપ્યમાં ગોપ્ય આ સ્વર ગુરુદેવનો,
સુર, મુનિ સેવતા વ્યસન સારૂં;
કેવલાદ્વૈત હું, નિત્ય પરિતૃપ્ત હું -
॥ ઓરમ્॥ ભૂર્ભુવઃ સ્વઃ રૂપ મ્હારૂં. બ્રહ્મકુંવર, અહો ! દ્વિજ૦

ત્રિગુણ જીતી કરી, લય કરી વૈખરી,
મરણ મારૂં સદા તરણ તારૂં;
ચિત્ત, મન, બુદ્ધિ હું નિર્વિકલ્પે રહું,
॥ ઓરમ્॥ ભૂર્ભુવઃ સ્વઃ રૂપ મ્હારૂં. બ્રહ્મકુંવર, અહો ! દ્વિજ૦

શાન્ત સાગરરવે, ઉન્મુનિ અનુભવે,
લક્ષ્યમાં વાસ્તવે અરૂપ વારૂં !
કંસ હુંકારમાં વાજન તે તે જ હું -
॥ઓરમ્॥ ભૂર્ભુવઃ સ્વઃ રૂપ મ્હારૂં. બ્રહ્મકુંવર, અહો ! દ્વિજ૦

# ॐ भूर्भुवः स्वः नाम म्हारूं



બ્રહ્મવેત્તા ઋષિ યાજ્ઞવલ્કયે કહ્યું :-
મિત્ર મૈત્રેયી – એ સ્વરૂપ મ્હારૂં !
પૃથિવી, જલ, તેજ ને વાયુ ને વ્યોમ આ :-
॥ ओरम्॥ भूर्भुवः स्वः नाम म्हारूं. બ્રહ્મવેત્તા ઋષિ૦

શ્રી કપિલ મુનિ કહે :- માતૃકે ! સુણીએ :-
દેવ – હુતિ – દેવહુતિ કોણ વારૂ ?
ઇન્દ્રિ એકાદસે રસભરે ઉલ્લસે –
॥ ओरम्॥ भूर्भुवः स्वः नाम म्हारूं. બ્રહ્મવેત્તા ઋષિ૦

અજ અજાને કહે, શિવ ઉમા પ્રતિ વદે,
ગુહ્યમાં ગુહ્ય ઉદ્ધારનારૂં :-
" હું જ પરિબ્રહ્મ છું ", કહીશ ના કોયને !
॥ ओरम् ॥ भूर्भुवः स्वः नाम म्हारूं. બ્રહ્મવેત્તા ઋષિ૦

શ્રી અરુન્ધતી પ્રતિ મુનિ વસિષ્ઠે કહ્યું :-
વેદશ્રુતિપ્રોકત સદ્ધર્મ ચારુ :-
હંસપદપ્રસ્થિતા પતિવ્રતા પ્રેમદા –
॥ ओरम् ॥ भूर्भुवः स्वः नाम म्हारूं. બ્રહ્મવેત્તા ઋષિ૦

બ્રહ્મસાગરરવે તુરીયપદ અનુભવે !
જગત ગુરુ બ્રહ્મનું દિવ્ય બ્હારૂં !
સતતત સેવજે સદ્દગુરુ શબ્દને :-
॥ ओरम् ॥ भूर्भुवः स्वः नाम म्हारूं. બ્રહ્મવેત્તા ઋષિ૦



# महा भूमा महा भेव क्या ?



ૐ – ગુરુ ગુરુ ગુરુદેવકી જય – જય જય ગુરુદેવકી જય!
ગુરુ ગુરુ ગુરુદેવકી ૦

अथ आमुखम्

સાખી

ૐ – અવધો – ગુરુ દત્ત – ओरेम् – ત્રિમુખી ત્રિગુણી અનન્ત!
અક્ષય શેષ સ્વયભૂ હો – હરિ ગુરુ સન્ત મહન્ત!
ગુરુ ગુરુ ગુરુદેવકી ૦ ૧

નિરાકાર નિજરૂપ હો – નિર્વિકલ્પ ઉરતત્ર,
"ब्रह्मैवाहम्" ધ્યાન હો – સાગર 'નાહમ્' મંત્ર.
ગુરુ ગુરુ ગુરુદેવકી ૦ ૨

સાગર સદ્‌ગુરુદેવકો – અનસે અલખ અકથ્ય;
મન – બુદ્ધિ – પર – ચિતસે – સ્વસંવેદ્ય ગુરુ દત્ત.
ગુરુ ગુરુ ગુરુદેવકી ૦ ૩

'સાગર'–'સાગર' સબ કહે! કોઇક ચિહ્નીનત રૂપ!
સ્થૂલ – સૂક્ષ્મ – કારણ નહીં – મહાસાગર મહા રૂપ!
ગુરુ ગુરુ ગુરુદેવકી ૦ ૪

अथ शिष्योऽवाच :–
હે ભગવન્! ગુરુ! હે પ્રભો! પ્રણવસ્વરૂપ મહેશ!
"ब्रह्मैवाहम्" અનુભવું – સદ્‌ગુરુદેશ – પ્રવેશ.
ગુરુ ગુરુ ગુરુદેવકી ૦ ૫

# મહા ભૂમા મહાભેવ ક્યા?



— ૨ —

નહીં મન બુદ્ધિ ચિત્ત 'હું' – નહીં 'હું' સ્થૂલ સ્વરૂપ ;
આપે આપ અનુભવું – સ્વયં બ્રહ્મ મહારૂપ.
ગુરુ ગુરુ ગુરુદેવકી ૦ ૧

મહા હંસ મુનિ હે પ્રભો! શાન્ત દાન્ત ગુરુદેવ!
સોઽહં બ્રહ્મ અલખ – અહા! – ભૂમાનો – ગુરુ – ભેવ.
ગુરુ ગુરુ ગુરુદેવકી ૦ ૨

મહાવાક્યસદ્બોધથી – ઉભરે નિજ આનન્દ!
શેષ , સમાધિ જામતાં – સ્વયં સચ્ચિદાનન્દ.
ગુરુ ગુરુ ગુરુદેવકી ૦ ૩

આ અભિવ્યાપ્તિ – ઓરમ્ – ઇતિ – આપે આપ અમાપ ;
સોઽહં બ્રહ્મોલ્લાસમાં – – – ભઁવર ગુફા – – ચુપચાપ.
ગુરુ ગુરુ ગુરુદેવકી ૦ ૪

મહા હંસ! ગુરુદેવતા! દર્શાવ્યું મહારૂપ!
તત્ત્વનિરંજન બ્રહ્મ હો – ભૂમા – ભેવ અરૂપ!
ગુરુ ગુરુ ગુરુદેવકી ૦ ૫

'ભૂમા' 'ભૂમા' સબ કહે – 'ભૂમા' બ્રહ્મસ્વરૂપ ;
હે મુનિવર ગુરુ! હે પ્રભો! ભૂમા અનુભવરૂપ.
ગુરુ ગુરુ ગુરુદેવકી ૦ ૬

પરમહંસ! ઋષિવર! ગુરો! થંભે થાપ્યું થાન ;
સોઽહં ભૂમા બ્રહ્મકો – આન નહીં ઉત્થાન.
ગુરુ ગુરુ ગુરુદેવકી ૦ ૭

ૐ પ્રભુજી અદ્વિતીય સોઽમ્ – પુરી અમનન્દ અવાચ્ય,
શેષ સમાધિ જામતા – વિલય – અતિશય માચ્ય.
ગુરુ ગુરુ ગુરુદેવકી ૦ ૮

હે અવધૌ ! ગુરુદત્ત હે ! શાન્ત દાન્ત ત્રિપુરાન્ત !
'ભૂમા – ભેવ' અનુભવુ – મૂર્ત્ત રૂપ વેદાન્ત !
ગુરુ ગુરુ ગુરુદેવકી ૦ ૯

---

## महा भूमा महामेव कया ?



### – ३ –

अथ श्री गुरुवाच –

સોરઠા

અહાલ્લેક ! ગુરુદત્ત ! જય જય સુફલ ધર્યો જનમ ! –
હુંમા – મસ્ત – પ્રમત્ત – અનુભવ – બ્રહ્મ – મહા અગમ ૧

श्री शिष्य उवाच :-

છબિ અદ્‌ભુત રસનલ – સ્વય સુધારસપાન આ –
મદ્‌ગુરુ તારક બ્રહ્મ ! 'મહાભૂમા મહામેવ' કયા ? ! ૨

ગુરુ ગુરુ ગુરુદેવકી જય –
જય જય ગુરુદેવકી જય. ગુરુ ગુરુ ૦

॥ ॐ सद्गुरु ॥

# ३

हरि ॐ हरि ॐ जय गुरुदेव –
दत्त निरंजन जय गुरुदेव
हरि ॐ हरि ०



## इ. स. १९२२ थी इ. स. १९३४



गुरु गुरु गुरुदेव नखशिखव्यापक --
गुरु गुरु गुरुदेव ०

हरि गुरु सन्तनकी जय जय

हरिगुरुसन्तन ०



जय जय ॐ प्रभुजी ॐ

जय जय ॐ प्रभुजी ॐ

जय जय ॐ



ॐ अलख गुरुकी फतह –

ॐ नीति धरमकी फतह

ॐ अलख गुरु ०

# अनादिना अवधूता



અણધૂતા રે અણધૂતા –
અમે આદિ અનાદિના અબધૂતા !

નામ તો હમારૂં નવે ખંડે ગાજતું –
સચ્ચી !" નહીં – જા – જા – જુદા – " અનાદિના અણધૂતા !
અણધૂતા રે અણધૂતા ! અમે ૦

ભઁવર ગુફાએ ૐ અનભે મુકામ છે ને મેરુ ગિરિ પાર વાસા ;
રાત ને પ્રભાત 'દ્વૈત' છતમાં જ છે કહીં ? ઝળહળજ્યોતિ ઉજાસા
અનાદિના અબધૂતા ! અણધૂતા રે ૦

દશે દિશાથી અમે દેવને બોલાવ્યા ને ઢીંગલાઢીંગલી બનાયા ;
ગગનમંડલપેં અનાદિ અનન્તમેં , દેખો ! જી ! કૈસા નચાયા ? ! –
અનાદિના અણધૂતા ! અબધૂતા રે ૦

'ડંમડંમ' ડમરુ મહાદેવજી બજાવે ને ભૂતપ્રેત નાચે ખવીસા
બ્રહ્મા ને વિષ્ણુ બેહદમાં હુઝૂર છે – ચોવીસ – પચ્ચીસ ને છવ્વીસા
અનાદિના અણધૂતા ! અણધૂતા રે ૦

નવસો નવ્વાણુ નદી સાગરે સમાણી, ને કાયા કહીં કહીં માયા ? !
કર્ત્તા સ્વયંભૂ – સ્વયંભૂ અકર્ત્તા – નાગે સનમ બિસમિલ્લાહ !
અનાદિના અબધૂતા ! અબધૂતા રે ૦

# मैं तो चिडियां बना हुं



મૈં તો ચિડિયાં બના હું મહેરી માયાકો –
મહેરી માયાકો – જીવજાયાકો –
મૈં તો ચિડિયાં બના હું – છુ !
ચિડિયાં બના હું, પ્યારે ! પંખીઆં બના હું રે –
ગેબી ગેબી બના હું ગુલઝાર;
સરવર બના હું, પ્યારે ! મુક્તિસુધાનું રે –
ઉંચી ઉંચી બના હું અચ્છી પાળ – રે –
મૈં તો ચિડિયાં બના હું – છુ !
" ચિડિયાં – ચિડિયાં મોહે મત કહો, પ્યારે !
" ગગને ગગને તારા નવ લાખ;
" હું માયા કર્યો કરી ઉડી સકું રે ?
" દેખી દેખી અજબ તોરી ખાખ " – રે –
મૈં તો ચિડિયાં બના હું – છુ !
દો દો પંખીકી- જોડ ઝાડપેં રે –
ઉચ ઉચ ઊંડાં અસમાન;
મન, બુદ્ધિ, ચિત્ત છૂટી પડયાં રે –
સાધ્યું સાધ્યું નકલંકી નિશાન – રે –
મૈં તો ચિડિયાં બના હું – છુ !
આ અલખ અલિંગી અવધૂત આરે –
નોતમ નોતમ નાચ સુહાય;
ગુરુ સદ્ગુરુ પરમેશ્વર પૂરા –
જ્યાં જ્યાં દેખો ત્હાં સાગરરાય – રે –
મૈં તો ચિડિયાં બના હું – છુ !

# વ્હાલા વ્હાલા ઓ વૃજલાલા !



વ્હાલા વ્હાલા ઓ વૃજલાલા ! ગોકુલ આ ...વશો....મા !
આવો આવો તો મતવાલા ! બંસી લા....વશો....મા !
વ્હાલા વ્હાલા ઓ વૃજલાલા ૦

અયિ બંસી ! તું કામણગારી !
હુંમાથી દે 'હું' જ વિસારી ! – –
આવાં રાધાઘેલાં છેક બના....વશો....મા !
વ્હાલા વ્હાલા ઓ ૦

બંસીનો રણકારો સુણતાં –
'ગૌબાલક' ચમકયા પય પીતાં –
હાં – હાં – એવાં – ગભરૂ ગાય દુભા....વશો... મા !
વ્હાલા વ્હાલા ઓ ૦

હું મોહન મુરલી પર વારી !
કોઇ શું જાણે ગોપકુમારી ? !
લોકડિયાંનાં વાંકાં વેણ સુણા....વશો ..મા !
વ્હાલા વ્હાલા ઓ ૦

નિત્ય પ્રભાતે મધુપુરી જઇયે –
એ ચીલે કહાના ! નવ રહિયે –
આખખી વાટે – સાથે – વાહ ! મુંઝા....વશો....મા !
વ્હાલા વ્હાલા ઓ ૦

નાદ નવલ ઉન્મનિ ઘર આધો –
ઠેઠ સગુણ નિર્ગુણ પર જાગ્યો –
અંગ વિહગમ સાગર રંગ ઉડા ...વશો ...મા !
વ્હાલા વ્હાલા ઓ ૦

# क्हाना – क्हाना कामणगारा !



કહાના કહાના કામણગારા ! ગાયો ચા....રશો....મા ! –
ચારો ચારો તો વ્રજલાલા ! વેણુ વગા....ડશો....મા !
કહાના કહાના કામણગારા ! ૦

ગાભિણી ગાભિણી ગૌવાં મ્હારી – –
સહજ સહજ ચરતી જ બિચારી – –
બેહદ બંસી ભારી – – નાથ ! – નચા....ડશો....મા !
કહાના કહાના કામણગારા ! ૦

જાઉં જ્યાં જમુનાજી ન્હાવા –
આવ્યા ત્યાં હરિ બંસી બજાવા !!
લાલા ! લક્ષણવંતા ! લેહ લગા....ડશો....મા !
કહાના કહાના કામણગારા ! ૦

વહાણે-વ્હાણ જ વેણુ વગાડી –
અંગોપાંગે છંદ લગાડી –
સૂતા ઊંડેરા ઉરભાવ – જગા....ડશો....મા !
કહાના કહાના કામણગારા ! ૦

આવી ગૌ વૃન્દાવન ચરવા –
લાવ્યા બંસી ત્યાં શું કરવા ?! –
રસિયા સાગુરુ સાગરરાજ – રમા....ડશો....મા !
કહાના કહાના કામણગારા ! ૦

# શ્રી ગીતાનો ગરબો



ઊઠો ! ઊઠો ! અર્જુન ! સમજો ગીતાશાસ્ત્રને રે –
જેણે કર્મ કરેલાં સર્વ અકર્મ ગણાય –
એવા અદ્‌ભુત વિધિએ ભણીએ ગીતાજ્ઞાનને રે !
ઊઠો ! ઊઠો ! અર્જુન ! ૦

આ 'મ્હારાં' આ 'પારકાં' – એ 'માયા' એ 'મોહ';
એવો 'ભેદ' કર્યા વિના – ધર્માધર્મ જ જોય –
જીવનમુક્ત છતાં યે ન તજ્યાં રાજસ્થાનને રે –
જેવા જનક વિદેહી ને રઘુપતિ શ્રી રામ –
એવા અદ્‌ભુત વિધિએ ભણીએ ગીતાજ્ઞાનને રે !
ઊઠો ! ઊઠો ! અર્જુન ! ૦

દેશ, કાલ, સ્થિતિ ભેદથી, કર્મ ભલે બદલાય;
પણ, આત્મા અંતર વિષે, ના ના ના લેપાય –
જ્ઞાની, સિદ્ધ નિરંતર સેવે આ અજ્ઞાનને રે –
જેને બ્રહ્મ અનુભવ જરી યે સ્ખલિત ન થાય –
એવા અદ્‌ભુત વિધિએ ભણીએ ગીતાજ્ઞાનને રે !
ઊઠો ! ઊઠો ! અર્જુન ! ૦

ચિત્ત, બુદ્ધિ, મન, હું થકી, આત્મા ચતુરાતીત;
દધિ, પય, માખણ વણસતાં, તાવ્યું ટકે નવનીત –
નિત્યે બ્રાહ્મી દૃષ્ટિ ત્રિપુટીએ અસ્થાનને રે –
અનુભવી જ્ઞાની તેથી કર્મ કરે, પણ મુક્ત !
એવા અદ્‌ભુત વિધિએ ભણીએ ગીતાજ્ઞાનને રે !
ઊઠો ! ઊઠો ! અર્જુન ! ૦

મહાયોગી, મહાભક્ત જે; જે મહાજ્ઞાની બ્રહ્મ;
કર્મમહત્ત્વ ગણે નહીં – હેતુમહત્ત્વ જ ધર્મ –
ધર્મે લડવાં લખીઆં મ્હારે ખુદ ભગવાનને રે –
'હેતુ' ધર્મ તણો ધરી, યુધ્ધે થાવ પ્રચંડ –
એવા અદ્ભુત વિધિએ ભણીએ ગીતાજ્ઞાનને રે !
ઊઠો ! ઊઠો ! અર્જુન ! ૦

॥ ૐ ब्रह्म ॥ ગુરુમંત્રથી – બ્રહ્મ બ્રહ્મ તું હોય;
મર કે માર યદચ્છ હો – તું કંઇ કર્ત્તા ન્હોય –
'હોવું – કરવું' સર્વ અર્પી દો નિર્માણને રે –
ચાલે આદિ અનાદિથી આ તો ઈશ્વરતંત્ર !
એવા અદ્ભુત વિધિએ ભણીએ ગીતાજ્ઞાનને રે !
ઊઠો ! ઊઠો ! અર્જુન ! ૦

ધન્ય ! ધન્ય ! પ્રભુ કૃષ્ણજી ! ધન્ય સખા અર્જુન !
તુરીયાતીત વિરાજતા – નહીં પાપ નહીં પુણ્ય –
ધરીઆં નિર્ગુણ બ્રહ્મે માનવનાં અભિધાનને રે –
શ્રીમદ્ભગવદ્ગીતામૃતરસસાગરરાજ –
એવા અદ્ભુત વિધિએ ભણીએ ગીતાજ્ઞાનને રે !
ઊઠો ! ઊઠો ! અર્જુન ! ૦

# धर्मधनुष कर धरीए



ધર્મધનુષ કર ધરીએ –
ઓ અર્જુન! ધર્મધનુષ કર ધરીએ .
ધર્મધનુષ ૦
થા મહા વીર, સખે! સાંખ્યયોગી –
માયાથી ના ના ન ડરીએ –
ઓ અર્જુન! ધર્મ ધનુષ કર ધરીએ .
ધર્મધનુષ ૦
ત્યાગી ને રાગી ઉભય છે અધુરા –
રગ રગ ભર્ગ એ ભરીએ –
ઓ અર્જુન! ધર્મ ધનુષ કર ધરીએ .
ધર્મધનુષ ૦
કર્તા ને ભર્તા તથા સંહર્તા –
તું ? તું નથી; છે હરિ એ –
ઓ અર્જુન! ધર્મ ધનુષ કર ધરીએ .
ધર્મધનુષ ૦
બોલી ગગનધર, મહા બ્રહ્મયોગી!
કર્મ અકર્મ જ કરીએ –
ઓ અર્જુન! ધર્મ ધનુષ કર ધરીએ .
ધર્મધનુષ ૦
મન બુદ્ધિ ચિત્તે ચિહ્નિન્યો બ્રહ્મસાગર –
ઈશ્વરને અનુસરીએ –
ઓ અર્જુન! ધર્મ ધનુષ કર ધરીએ .
ધર્મધનુષ૦



# श्री शंकराचार्यजीनी गझल



અગર દ્વિજમાત્રના 'માસ્તર'! પુરાણા, પ્રાજ્ઞ પયગમ્બર!
જનમગુરુ અય ધરમગુરુવર! શ્રીમચ્છંકર! શ્રીમચ્છંકર!

અગર દ્વિજ૦

જનક, શુકદેવ જોગીન્દરે – ભરત જડવત્! હરિશ્ચંદર!
કપિલ, ગુરુદત્ત, વ્યાસોત્તર ગુરુ? શંકર – ગુરુ શંકર.

અગર દ્વિજ૦

ગુરુ શ્રી રામ, ગુરુ હનુમન – ગુરુ શ્રી કૃષ્ણ – ગુરુ અર્જુન!
મહર્ષિ વસિષ્ઠજી ગુરુવર – ગુરુ શંકર – ગુરુ શંકર.

અગર દ્વિજ૦

ગુરુ 'આશ્રમ – અરણ્ય' કવણ? 'પુરિ ગિરિતીર્થપર્વતવન –
'સરસ્વતી ભારતી', 'સાગર'? શ્રીમચ્છંકર – શ્રીમચ્છંકર!

અગર દ્વિજ૦

અજાવર નાથ અક્ષય વર – 'શિવોઽહમ્' સત્ – મહા મંતર –
અગર સાગર અનલહક યોગ – શ્રીમચ્છંકર – શ્રીમચ્છંકર!

અગર દ્વિજ૦

# ठेठ जइने बेठो !



ઠેઠ જઇને બેઠો – બાવા !
ઠેઠ જઇને બેઠો !
બાવા ! ઠેઠ જઇને બેઠો ! બાવા ! ઠેઠ ૦

કલા કારમી ! સબ સંપૂરન !
હરિથી જરી ન હેઠો !
બાવા ! ઠેઠ જઇને બેઠો ! બાવા ! ઠેઠ ૦

ચતુરાતીત ચિહ્નિન્યો ચિદ્ઘનમાં –
પુરી બ્રહ્મમાં પેઠો !
બાવા ! ઠેઠ જઇને બેઠો ! બાવા ! ઠેઠ ૦

સેવા સુમરન સદ્ગુરુ સેના !
ભાવે ભૂધર ભેટયો !
બાવા ! ઠેઠ જઇને બેઠો ! બાવા ! ઠેઠ ૦

ઝાકમઝોળ રસજાહ્નવી ઝીલે !
થયો હરિશું ઠેઠો !
બાવા ! ઠેઠ જઇને બેઠો ! બાવા ! ઠેઠ ૦

બ્રહ્માનન્દલહર – મહા સાગર –
આંખે આંખો 'હું' મેટ્યો !
બાવા ! ઠેઠ જઇને બેઠો ! બાવા ! ઠેઠ ૦

# हंस लखाव्या हैये !

ॐ

હંસ લખાવ્યા હૈયે ! બાવા !
હંસ લખાવ્યા હૈયે !
બાવા ! હંસ લખાવ્યા હૈયે ! બાવા ! હંસ ૦

મહાનુભાવ સદ્‌ગુરુજી ભેટયા –
ગુણ ઉભર્યા નિર્ગુણીએ !
બાવા ! હંસ લખાવ્યા હૈયે ! બાવા ! હંસ ૦

ભાવાભાવ રહિત ક્ષરાક્ષર –
કર્ત્તા અકર્ત્તા નહીં એ !
બાવા ! હંસ લખાવ્યા હૈયે ! બાવા ! હંસ ૦

વેદવચન મહાવાયક થાપ્યુ –
સ્વે હરિ, 'હુ' તો ન કહીં યે !
બાવા ! હંસ લખાવ્યા હૈયે ! બાવા ! હંસ ૦

સહજ સહજ કર સાહ્યો હરિએ –
તજીએ શું ? ભજીએ શું ? કહીએ !
બાવા ! હંસ લખાવ્યા હૈયે ! બાવા ! હંસ ૦

બ્રહ્માનન્દસ્વરૂપ મહા સાગર –
આખો – જી – અનલે લહરીએ !
બાવા ! હંસ લખાવ્યા હૈયે ! બાવા ! હંસ ૦

# कबीर साहेबनुं भजन



ઓહંગને દીઆ મેરા નામ –
કબીરા .... વે .... !
હમારા નામ......કબીરા....વે ! ... ઓહંગને દીઆ ૦

'દેવ' ન માન્યા – 'દેવી' ન માની –
આદુ અલખ ઓહંકારા .... વે !
હમારા નામ કબીરા વે ! ........ !
ઓહંગને દીઆ મેરા નામ ૦

કાઝી મુલ્લાં સબ છોડી મસીદાં –
છોડયા પંડિત ઠાકુરદ્વારા .... વે .... !
હમારા નામ કબીરા ... વે .... !
ઓહંગને દીઆ મેરા નામ ૦

ઓહંગ નાહીં – સોહંગ ભી નાહીં !
યો હિ વિહંગમ ન્યારા....વે !
હમારા નામ કબીરા... .......વે !
ઓહંગને દીઆ મેરા નામ ૦

રામાનન્દકા ભણ્યા બાલકા –
જ્યોતમેં જ્યોત મિલાયા ...વે !
હમારા નામ કબીરા........વે !
ઓહંગને દીઆ મેરા નામ ૦

# मांह्यले मंदिरिये म्हाव !



માંહ્યલે મંદિરિયે મ્હાવ – રે –
બાવા! માંહ્યલે મંદિરિયે મ્હાવ!

ચૌદ બ્રહ્માંડ છચૉક પૂરાવ્યા –
નિત્યે દીવાળીનો લ્હાવ રે –
બાવા! માંહ્યલે મંદિરિયે મ્હાવ! માંહ્યલે ૦

વાટે ઉવાટે આ ઘાટે અઘાટે –
ઘટ માંહ્ય મઠનો ભાવ રે –
બાવા! માંહ્યલે મંદિરિયે મ્હાવ! માંહ્યલે ૦

માયા – અમાયાથી આઘા સમાયા –
પૂરણ બ્રહ્મ પડાવ રે –
બાવા! માંહ્યલે મંદિરિયે મ્હાવ! માંહ્યલે ૦

મહામુનિ! મહાધૂની! મહાશૂન્ય અનલે!
બિન્દુડે સિન્ધુડો સાવ રે! –
બાવા! માંહ્યલે મંદિરિયે મ્હાવ! માંહ્યલે ૦

બ્રહ્માનન્દલહર – સુખસાગર –
આખ્ખો અલખનો જમાવ રે –
બાવા! માંહ્યલે મંદિરિયે મ્હાવ! માંહ્યલે ૦

# रवसे लिपट लिपटके !



હંસ હુઁસે ખૂબ ખૂબ !! ખુદકો પકડ પકડકે — — !
અબ તો હુઁસે ખૂબ ખૂબ ! દિલકો જકડ જકડકે !
હંસ હુઁસે ખૂબ ખૂબ !! ૦

આતેં હે મયખાનેમેં —
પીતેં હૈ પંખી લાખેં !!
"લા ઈલાહ ઈલ્લિલ્લાહ"—!—ચિલ્લે લથડ લથડકે !!
હંસ હુઁસે ખૂબ ખૂબ !! ૦

જિસ્મ જનમ જો લિયા —
જિ — ના પિયા, તો ક્યા જિયા ?
અલહસ્ત ! જી — બુઢ્ઢે મિયાં ! પી — પા — પી પલટ પલટકે !!
હંસ હુઁસે ખૂબ ખૂબ !! ૦

જો હુઈ સૂર — સુર સુરા —
સાકિયા ! કૈસા કિયા ?
પિયા — પિયા — જિયા — મુવા — હકસે બિગડ બિગડકે !!
હંસ હુઁસે ખૂબ ખૂબ !! ૦

'નેસ્ત' — 'હસ્ત' ના કહા — !
ફુઝલે અનલહક — અહા — !!
સોતે હૈ સાગર ! જી શાહ — રબસે લિપટ લિપટકે !!
હંસ હુઁસે ખૂબ ખૂબ !! ૦



# राजी रहो महाराज सयाजी !



રાજી રહો મહા રાજ સયાજી ! –
રાજ સયાજી – ' राजम यानी ' —
રાજી રહો મહારાજ સયાજી ! રાજી ૦

રાજી રહો શ્રુતિ સૂર સનાતન :-
ધન્ય ! સુધન્ય ! બડોદે સયાજી !
બડોદે સયાજી – ' बडो देस यानी ' —
રાજી રહો મહારાજ સયાજી ! રાજી ૦

અદ્ભુત સુન્દર તખ્ત બિરાજી –
રાજી રહો મહારાજ સયાજી !
રાજ સયાજી – ' राजम यानी ' —
રાજી રહો – ' महा राजम यानी ' —
રાજી રહો મહારાજ સયાજી ! રાજી ૦

આશીર્વાદ સનાતન મંગલ :-
રાજી રહો મહારાજ સયાજી !
રાજ સયાજી – ' राजम यानी ' —
રાજી રહો – ' महा राजम यानी ' —
રાજી રહો મહારાજ સયાજી ! રાજી ૦

# ૐ प्रभुजी ૐ प्रभुजी ओम्मीं खपावें !



ૐ ગુરુ ૐ ગુરુ ૐ ગુરુ ધ્યાવેં –
એક ભાન – એક તાન – એક ગાન ગાવેં !
ૐ ગુરુ ૐ ગુરુ ૐ ગુરુ ધ્યાવેં !

ચિત્ત, બુદ્ધિ, મન મહાન્ – અતીત અનુભવાવેં –
ધર્મક્ષેત્ર – શરીરક્ષેત્ર – "મૂમા" અસાવેં !
ૐ ગુરુ ૐ ગુરુ ૐ ગુરુ ધ્યાવેં !

દેવ 'દત્ત' દેવ 'દત્ત' – 'દત્ત' ગુરુ ગજાવેં –
ત્રિપથી ત્રિમૂર્ત્તિ ગુરુ – ત્રિવદન ભજાવેં !
ૐ ગુરુ ૐ ગુરુ ૐ ગુરુ ધ્યાવેં !

ૐ બ્રહ્મ – બ્રહ્મ 'ખમ્' – ઘનકૃપા પહાવેં –
ખાલી બ્રહ્મ – વરબ્રહ્મ – સાગરીં સમાવેં !
ૐ ગુરુ ૐ ગુરુ ૐ ગુરુ ધ્યાવેં !

સત્યરૂપ શિવસ્વરૂપ – ત્રિલુગી ૐ જપાવેં !
ૐ પ્રભુજી ૐ પ્રભુજી ઓમ્મીં ખપાવેં !
ૐ ગુરુ ૐ ગુરુ ૐ ગુરુ ધ્યાવેં !

---

# અમે વેગે વૃન્દાવન આવશું !



આવશું – આવશું – આવશું રે –
અમે વેગે વૃન્દાવન આવશું !

ગોરસ રસ ભરી મીઠડી મટુકડી –
માવજીને એમાં સમાવશું રે ! –
અમે વેગે વૃન્દાવન આવશું ! આવશું ૦

દસ દસ ગૌવાં ને અછેડા બછીઓ –
કાનજીને કોટે બંધાવશું રે !
અમે વેગે વૃન્દાવન આવશું ! આવશું ૦

દેહને ને દુનિયાને ઘેલાં ગણાવશું –
નાચે છે એને નચાવશું રે –
અમે વેગે વૃન્દાવન આવશું ! આવશું ૦

પ્રેમી, ઉદાસી, વ્રજવાસી, રસીલાં –
પ્યાસીને પ્રેમે પીલાવશું રે !
અમે વેગે વૃન્દાવન આવશું ! આવશું ૦

ગુરુદેવ દત્ત પ્રભુ જ્ઞાનસાગર –
ઉર્મિપે ઉર્મિ રેલાવશું રે !
અમે વેગે વૃન્દાવન આવશું ! આવશું ૦

# છાયા — કાયા વૈસી માયા



'માયા' તો "છે" — જૈસી છાયા —
હો અવધો ! માયા તો "છે" જૈસી છાયા .
હો અવધો ! માયા તો "છે" ૦

છાયાને 'છે' કે 'નથી' શુ કહેવું ? !
મ્હોટા મ્હોટા ભરમાયા !
હો અવધો ! માયા તો "છે" જૈસી છાયા .

તુમ જ્યું ચલોગે, ત્યું છાયા ચલેગી,
કિ તુમકો ચલાવેગી છાયા ? ! !
હો અવધો ! માયા તો "છે" જૈસી છાયા .

છાયા હમારી, હમારી હિ માયા,
તોરી માયા, તોરી છાયા !
હો અવધો ! માયા તો "છે" જૈસી છાયા .

સારો જગત્ વિધિ એક બનાયો —
ગુરુજીને ત્રિવિધિ બનાયા !
હો અવધો ! માયા તો "છે" જૈસી છાયા

રામ રમાપતિ, સામ્બ સદાશિવ !
અજ હો અજાપતિ આયા ! !
હો અવધો ! માયા તો "છે" જૈસી છાયા .

ગુરુદેવ દત્ત મહાજ્ઞાન સાગર —
છાયા — કાયા વૈસી માયા .
હો અવધો ! માયા તો "છે" જૈસી છાયા .

# सागर समरथ सांई !



મો સમ સુખી કોઉ નાહીં –
જગતમેં મો સમ સુખી કોઉ નાહીં.

હરિ જૈસો હરિ મેરો મિત્ર ભયો હૈ,
આપે કરત વિભુ છાંહિ !
જગતમેં મો સમ સુખી કોઉ નાહીં.
જગતમે મો સમ સુખી ૦

મન, બુદ્ધિ, ચિત્ત સુચેતન કીન્હો –
સ્નેહે વસ્યા પ્રભુ આઈ !
જગતમેં મો સમ સુખી કોઉ નાહીં.
જગતમેં મો સમ સુખી ૦

આદિ અનાદિ હૈ અલખ નિરંજન –
અનલે અનન્ત રહાઈ !
જગતમેં મો સમ સુખી કોઉ નાહીં.
જગતમેં મો સમ સુખી ૦

મૈં મોહે દેખુ તો પ્રભુજીકો નિરખું ! –
પ્રભુકી યહી પ્રભુતાઈ !
જગતમે મો સમ સુખી કોઉ નાહીં.
જગતમેં મો સમ સુખી ૦

ધન્ય હિ દરશન દીન્હો દિગમ્બર –
સાગર સમરથ સાંઈ !
જગતમે મો સમ સુખી કોઉ નાહીં.
જગતમે મો સમ સુખી ૦

# ॐ प्रभुजीना कक्का

## (૧)



કક્કા સહુ જેમાંથી થાય, તે ૐકાર પ્રથમ વદાય;
જ્યાં જન્મે સહુ, જ્યાં વિલાય, કક્કા સહુ જેમાંથી થાય.
ગુરુ ગુરુ ગુરુદેવકી જય ! જય જય ગુરુદેવકી જય ! ગુરુ ગુરુ ૦

કક્કા ! કુંવારો તે જીવ, ગુરુલગની લાગ્યાથી શિવ;
પ્રેમ વડે પામ્યો પ્રભુ પીવ – કક્કા ! કુંવારો તે જીવ.

ખખ્ખા ! ખંખમ્ દશ્ય તમામ, સાચું નામ સદા યે રામ;
રામ વિના, જીવ ! સર્વ નકામ, ખખ્ખા ! ખંખદશ્ય તમામ

ગગ્ગા ! ગુરુ ગુરુદેવ મહાન, વિશ્વ નિયન્તા ચેતન જાણ;
જુઠું માનવનું અભિમાન, ગગ્ગા ! ગુરુ ગુરુદેવ મહાન.

ઘઘ્ઘા ! ઘોર અઘોરી ઘેન, જ્યાં વ્હાલાં માયાનાં વેણ;
જાગ્યો તેનાં જુદાં ચેન – ઘઘ્ઘા ! ઘોર અઘોરી ઘેન.

ઙઙગા ! ગલિતં પળિયાં શીર, તોય અમદ્ધા હજી અધીર;
કહે શંકર 'ભજ ગોવિન્દ ! વીર ! ઙઙગા ! ગલિતં પલિતં શીર

ચચ્ચા ! ચાંપે જો ચિદ્રૂપ, ચક્ષુ મીચી થા સદ્રૂપ;
સદ્‌ગુરુપારસ જ્યોતિસ્વરૂપ, ચચ્ચા ! ચાંપે જો ચિદ્રૂપ.

છછ્છા ! છે બસ એક જ વાત, પ્રેમ પિતા ને શ્રદ્ધા માત;
જન્મ્યો ચેતન જાત 'અજાત' – છછ્છા ' છે બસ એક જ વાત.

જજ્જા ! જગ ઢૂંઢે જગદીશ, ભમે સગુણ નિર્ગુણની દિશ;
શ્રીફળ વણછોલ્યું ક્યમ ખાઇશ ? જજ્જા ! જગ ઢૂંઢે જગદીશ.

ળ ળળા ! ગળ્યું ગળ્યું ગુરુવેણ ! – જીભે અડતાં, ફૂટયાં નેણ–
રગ રગ પમરંતાં જીવસેણુ ! – ળળળા ! ગળ્યું ગળ્યું ગુરુવેણ.

ક્ષ ક્ષક્ષા ! રક્ષા એક જ રામ – શિક્ષા એક જ સદ્દગુરુ નામ –
અલખ નિરંજન એક જ ધામ ! ક્ષક્ષા ! રક્ષા એક જ રામ.

જ્ઞ જ્ઞા ! જ્ઞેય – નથી અજ્ઞેય – વણ જિહ્વા અમરતરમ પેય –
સાગર ભજન સનાતન શ્રેય – જ્ઞજ્ઞા ! જ્ઞેય, નથી અજ્ઞેય

– સાખી –

ક રિગુરુસન્તપ્રમાદથી, કક્કા થયા સમાપ્ત ; –
આ અનભે ૐકારનો – સાગર સદ્દગુરુ વ્યાપ્ત......
ગુરુ ગુરુ ગુરુદેવકી જય – જય જય ગુરુદેવકી જય ગુરુ ગુરુ૦



(૨)



ક કા ! કારણ તું કર્તાર – એક, અનાદિ, અનન્તોઙ્કાર –
ૐ પ્રભુજી ૐકાર વિચાર – કક્કા ! કારણ તું કર્તાર.

ખ ખખા ! ખલક અલખની છાંય – અસલ અલખ પોતાની મ્હાંય
સાતે પડ ચીરી દેખાય – ખખ્ખા ! ખલક અલખની છાંય.

ગ ગ્ગા ! ગુરુમાં મુક્તિ ખચિત્ત – જો ગુરુએ હો બ્રહ્મપ્રતીત –
ગુરુ નિમુખી મત ત્રિગુણાતીત – ગગ્ગા ! ગુરુમાં મુક્તિ ખચિત્ત.

ઘ ઘા ! ઘનચિદ્દઘન બ્રહ્મૈવ – દેવ દયાઘન દિવ્ય સદૈવ –
ઠો ઊઠ્યો જીવ તથૈવ – ઘઘ્ઘા ! ઘનચિદ્દઘન બ્રહ્મૈવ.

ઙ ઙ્ગા ! અઙ્ગ અનઙ્ગજ બ્રહ્મ – અનુભવ સાઙ્ગોપાઙ્ગ સ્વયમ –
ગમ એની એક જ ગુરુગમ – અઙ્ગા ! અઙ્ગ અનઙ્ગ જ બ્રહ્મ.

ચચ્ચા! ચેતન શેનું નામ? જુસ્સો, જીવન, જોમ તમામ –
પ્રેમ, પ્રાણ ને આત્મારામ – ચચ્ચા! ચેતન એનું નામ

છછ્છા! છે, છે, પણ જે ન્હોય – તે માયા જાણે સહુ કોય –
જાણીને શું કરવો મોહ? છછ્છા! છે, છે, પણ જે ન્હોય.

જજ્જા! જીવે તુ શી પેર? – ગુરુની મ્હેર ગુજારે ઍર –
તો, સુખદુખ કાં રાખે પેર? જજ્જા! જીવે જો શી પેર?

ઝઝ્ઝા! ઝાલી હાથોહાથ – જવું ઠેઠ જ્યાં નિર્ગુણનાથ –
આતમ – પરમાતમ સગાથ – ઝઝ્ઝા! ઝાલી હાથોહાથ

ઞઞ્ઞા! અઞ્જલિ એક જ પાન – પૂર્ણ પ્રજ્ઞાનું જ્ઞાન-પ્રમાણ –
કુલ ત્રૈલોક્ય જ તૃણ સમાન – ઞઞ્ઞા! અઞ્જલિ એક જ પાન.

ટટ્ટા! ટણટક્કાર સુણાય – પ્રણવધુર્ધર યોગી થાય –
પરિગ્રહ પ્રેમ વીંધાય – ટટ્ટા! ટણટક્કાર સુણાય.

ઠઠ્ઠા! ઠેઠ ગયો શી રીત? – હરિગુરુસન્તશરણમાં ચિત્ત;
પ્રીતરીત, મનબુદ્ધિ જીત – ઠઠ્ઠા! ઠેઠ ગયો એ રીત.

ડડ્ડા! ડહેકયુ ચિત્તડું ચોર – પકડ્યું તેને હંસ ચકોર –
ડહાપણ ગુરુ વણ મનનો દોર – ડડ્ડા! ડહેકયુ ચિત્તડું ચોર.

ઢઢ્ઢા! ઢાલનજી કહેવાય – ઓઢી દહાડા લાડી લાડા ય! –
જીવ અવસ્થાન્તર આત્મા ય! – ઢઢ્ઢા! ઢાલનજી કહેવાય.

ણણ્ણા! નયણાં ધણીનાં દ્વાર – મીંચ્યાં તો મહીં ઝાકઝમાળ! –
ખોલ્યાં રવિશશી ખેલે બાળ – ણણ્ણા! નયણાં ધણીનાં દ્વાર.

તત્તા! તાણ્ડવ શિવ મહાદેવ! યત્રારૂઢ, અહો! સ્વયમેવ! –
ભૂલા ભૂલૈયાં! જીવ જગદેવ – તત્તા! તાણ્ડવ શિવ મહાદેવ.

થથ્થા! થિર થાવર છે રામ – જંગમ એ વિણ નામ તમામ –
ભલો ધણીને ઘેર મુકામ – થથ્થા! થિર-થાવર છે રામ.

ળળળા ! ગળ્યું ગળ્યું ગુરુવેણ ! – જીભે અડતાં, ફૂટયાં નેણ–
રગ રગ પમરંતાં જીવસેણ ! – ળળળા ! ગળ્યું ગળ્યું ગુરુવેણ.

ક્ષક્ષા ! રક્ષા એક જ રામ – શિક્ષા એક જ સદ્‌ગુરુ નામ –
અલખ નિરંજન એક જ ધામ ! ક્ષક્ષા ! રક્ષા એક જ રામ

જ્ઞજ્ઞા ! જ્ઞેય – નથી અજ્ઞેય – વણ જિંહા અમરતરસ પેય –
સાગર ભજન સનાતન શ્રેય – જ્ઞજ્ઞા ! જ્ઞેય, નથી અજ્ઞેય

– સાખી –

ત્રિગુરુમન્તપ્રસાદથી, કક્કા થયા સમાસ ; –
આ અનભે ૐકારનો – સાગર સદ્‌ગુરુ વ્યાસ......
ગુરુ ગુરુ ગુરુદેવકી જય – જય જય ગુરુદેવકી જય ગુરુ ગુરુ ૦



(૨)



કક્કા ! કારણ તું કર્તાર – એક, અનાદિ, અનન્તોઙકાર –
ૐ પ્રભુજી ૐકાર વિચાર – કક્કા ! કારણ તું કર્તાર.

ખખ્ખા ! ખલક અલખની છાંય – અસલ અલખ પોતાની જ્હાંય–
સાતે પડ ચીરી દેખાય – ખખ્ખા ! ખલક અલખની છાંય.

ગગ્ગા ! ગુરુમાં મુક્તિ ખચિત – જો ગુરુએ હો બ્રહ્મપ્રતીત –
ગુરુ ત્રિમુખી ગત ત્રિગુણાતીત – ગગ્ગા ! ગુરુમાં મુક્તિ ખચિત.

ઘઘ્ઘા ! ઘનચિદ્‌ઘન બ્રહ્મૈવ – દેવ દયાઘન દિવ્ય સદૈવ –
દો ઊઠયો જીવ તયેન – ઘઘ્ઘા ! ઘનચિદ્‌ઘન બ્રહ્મૈવ.

! અઙગ અનઙગજ બ્રહ્મ – અનુભવ સાઙગોપાઙગ સ્વયમ –
એની એક જ ગુરુગમ – અઙગા ! અઙગ અનઙગ જ બ્રહ્મ.

શ શ્શા ! શશી અહીં પૂર્ણ જણાય – ખુલ્લું ગગન બેઠાં દેખાય –
કવણ મૂર્ખ દૂર જોવા જાય ?!–શશ્શા ! શશી અહીં પૂર્ણ જણાય .

ષ ષ્પા ! પં બ્રહ્મન્ શ્રુતિ ગાય : પુરુષ નહીં, નહીં સ્ત્રી-અભિપ્રાય–
અણુલિંગી અનભે બોધાય – ષષ્પા ! પં બ્રહ્મન્ શ્રુતિ ગાય.

સ સ્સા ! સત્ત્વ , રજસ્ ને તમ્ – એ ત્રણમાં માયાનો મર્મ –
બ્રહ્મણ્યમ્ તુ અબ્રહ્મણ્યમ્ – સસ્સા ! સત્ત્વ, રજસ્ ને તમ્ .

હ હહા ! હું ચેતન કે ચામ ,? – હું ચાહું માયા કે રામ ? –
જગપતિ કે–હાં–જગ આરામ ?–હહહા ! હું ચેતન કે ચામ ?

ળ ળળા ! કાળાતીત કર્તાર – કળા કરી ગુરુ કીધી વ્હાર –
ગુરુ ગુરુ ધન્ય ! ધન્ય કર્તાર ! – ળળળા ! કાળાતીત કર્તાર .

ક્ષ ક્ષ્ક્ષા ! ક્ષર તજી અક્ષર લક્ષ્ય –અલખ નિરંજન ગુરુ આલક્ષ્ય-
લક્ષ્યાલક્ષ્ય વિવર્જિત લક્ષ્ય – ક્ષક્ષ્ક્ષા ! ક્ષર તજી અક્ષર લક્ષ્ય .

જ્ઞ જ્ઞ્જ્ઞા ! જ્ઞાન નથી અજ્ઞાન – સહજ ભજન સાગરનું ગાન –
જ્ઞાનાજ્ઞાન વિવર્જિત જ્ઞાન – જ્ઞજ્ઞ્જ્ઞા ! જ્ઞાન નથી અજ્ઞાન .



(૩)



ક ક્કા ! કહું છું કેવલ સાચ – ૐ પ્રભુજી ૐ પ્રભુજી ઉવાચ :–
સાચ વિના બીજી નહીં વાચ – કક્કા ! કહું છું કેવલ સાચ .

ખ ખ્ખા ! ખોટું છે નહીં કાંય , અવિધિ , અવિવેકે દુઃખ થાય –
જો સુવિવેકે વિધિ દેખાય – ખખ્ખા ! ખોટું છે નહીં કાંય .

ગ ગ્ગા ! ગુરુ થા ત્હારો તું જ – કર્તા તું તુજ ભાવિ છું જ –
ગળે ઘાલ સદ્‌ગુરુની ગુંજ – ગગ્ગા ! ગુરુ થા ત્હારો તું જ .

ઘઘા ! ઘમકારો શો થાય ! ચિદ્દઘન બ્રહ્મ સ્વયં સમજાય —
જ્યાં પોઢ્યું ત્યાં જીવ — માયા ય — ઘઘા ! ઘમકારો નો થાય !

ઙઙા ! અડગ-ભડગનો ધર્મ — તેમાં ચેતન ઝીણો મર્મ —
રડગ સુરડગ ભુલાવો ચર્મ — ઙઙા ! અડગ ભડગનો ધર્મ.

ચચ્ચા ! ચિત્, સત્ તું સ્વયમેવ — સકલ શાસ્ત્રનો ચીન્યો ભેવ —
હરિ ૐ તત્સત્ સદ્ગુરુદેવ — ચચ્ચા ! ચિત્, સત્ તું સ્વયમેવ.

છછ્છા ! છાને સહુ છજુકાય — મર્મ ! એક જીવ, સાથે જાય —
છેક અવિદ્યા જો છેદાય — છછ્છા ! છાને સહુ છજુકાય.

જજ્જા ! જિહ્વેન્દ્રિય જીતાય — ષટરસાનપરસ સહુ વશ થાય.
જીવતાં જીવતાં ભવ છુટાય — જજ્જા ! જિહ્વેન્દ્રિય જીતાય.

ઝઝ્ઝા ! ઝટપટ જાતું છે જ — કરવાનું શો ઝટ કરી લે જ —
ઝાકળ મોતી — સમજણ સ્હેજ ! — ઝઝ્ઝા ! ઝટપટ જાતું છે જ.

ઞઞા ! અકિંચન સકિંચન ભેદ — તેથી પામ્યો કંચન દેહ —
અસ્તુ અવકિંચન દેહવિદેહ — ઞઞા ! અકિંચન સકિંચન ભેદ

ટટ્ટા ! ટક ટક એક ટકોર — જીવને ટીખળ વળગ્યું ઓર ! —
જાગી સુરતા — પકડ્યો ચોર — ટટ્ટા ! ટક ટક એક ટકોર.

ઠઠ્ઠા ! ઠ ઠ ઠમ્ ગોપાળ — ! — અનુભવ ઈશ્વર — બીજું આળ —
ઊઠ ! અભાગી ! છે શું બાળ ? ઠઠ્ઠા ! ઠં ઠં ઠમ્ ગોપાળ !

ડડ્ડા ! ડમ ડમ ડમરૂ હાથ — ઘર ઘર નાચે નિર્ગુણનાથ ! —
માયા — બ્રહ્મ જૂબાજૂબ સાથ ! — ડડ્ડા ! ડમ ડમ ડમરૂ હાથ.

ઢઢ્ઢા ! ઢીમર જીવ પ્રવીણ — જ્ઞાન ભયંકર — ભક્તિ વિહીન ! —
માછે જલમાં તરફે મીન ! — ઢઢ્ઢા ! ઢીમર જીવ પ્રવીણ

ણણ્ણા ! નેણાં કાં મીંચાય ? જો સમજણોત યથાર્થ જણાય —
આળ, અવિદ્યા અન્ત જણાય ? ણણ્ણા ! નેણાં કાં મીંચાય

તત્તા ! ત્હારો ઈશ્વર દેખ – તારક બ્રહ્મ સદૈવ સુરેખ –
કરણી – તરણી એક જ લેખ – તત્તા ! ત્હારો ઈશ્વર દેખ.

થથ્થા ! થયું નિર્વાસન મન – નહીં નહીં ઘર કે નહીં નહીં વન –
થાપન અંતર માંહિ અરણ્ય – થથ્થા ! થયું નિર્વાસન મન.

દદ્દા ! દેવ અહીં દેખાય – દિવ્ય ચિત્ત, મન, બુદ્ધિ, થાય –
દોઢશ દોડયું મન બંધાય – દદ્દા ! દેવ અહીં દેખાય.

ધધ્ધા ! ધાર્યું ધણીનું થાય – જીવની હા – ના સર્વ વૃથા ય ! –
ચુપચુપ જો ગુરુનો મહિમા ય ! ધધ્ધા ! ધાર્યું ધણીનું થાય.

નન્ના ! નાસ્તિક બુદ્ધિ નકામ – શૂન્ય નથી – સચ્ચેતન ધામ –
શ્રદ્ધા – ભક્તિ પામે રામ – નન્ના ! નાસ્તિક બુદ્ધિ નકામ.

પપ્પા ! પ્રભુજી પ્રેમસ્વરૂપ ! – પૂર્ણ ચિદંબર બ્રહ્મ અરૂપ –
એક, અનાદિ, અનન્ત, અનુપ – પપ્પા ! પ્રભુજી પ્રેમસ્વરૂપ !

ફફ્ફા ! ફટ ફટ ફૂટી જાય – બુદ્‌બુદ આ કાચો ઘટ કાય –
ફૂલ્યો જીવ ફીણમાં ફીણાય – ફફ્ફા ! ફટ ફટ ફૂટી જાય.

બબ્બા ! બોલીએ વરતાય – બોલ બોલમાં બ્રહ્મ સુણાય –
ગુરુનો બોલ બલીષ્ટ ગણાય – બબ્બા ! બોલીએ વરતાય.

ભભ્ભા ! ભર્ગભૂમિકા સાત – ભણતર એ સદ્‌ગુરુને હાથ –
ગરજુને ગુરુગમ ભલી ભાત – ભભ્ભા ! ભર્ગભૂમિકા સાત.

મમ્મા ! મન્દિર છે ઘર મ્હાંય – બ્હાર મૂરખ ! તું ક્યાં ભટકાય ?
હજી યે, જીવ ! જરા લજવાય ? મમ્મા ! મન્દિર છે ઘર મ્હાંય.

યય્યા ! યુગલક્ષણ વિપરીત – ત્હારે શું ? તું દેહાતીત –
ચિત્ત, બુદ્ધિ, મન, ઈન્દ્રિય જીત – યય્યા ! યુગલક્ષણ વિપરીત.

રર્રા ! રામકૃપાની રીત – નિર્લેપી જ્ઞાનીની પ્રીત –
નગુણા ગુરુનાં ગાવાં ગીત – રર્રા ! રામકૃપાની રીત.

લલ્લા ! લપછપ ચાલે કેમ ? જીવ છતાં ઈશ્વરની જેમ !
લલિત ત્રિભંગી લાલન પ્રેમ-લલ્લા ! લપછપ ચાલે કેમ ? !

વવ્વા ! વ્હાલો વિભુનો દેશ-દશ્ય માત્ર જ્યાં વિલય વિદેશ –
ગુરુવર તારક તું ત્રિગુણેશ ! વવ્વા ! વ્હાલો વિભુનો દેશ.

શશ્શા ! શબ્દ ગુરુનો એક-પ્રેમ, પ્રણવ, સદ્‌વસ્તુ, વિવેક –
ત્રિવિધિ તાપશમન છે છેક – શશ્શા ! શબ્દ ગુરુનો એક.

ષષ્ષા ! ષટ્‌સંપત્તિ પ્રાપ્ત – ભક્તિ, જ્ઞાન, સમાધિસમાપ્ત –
અનુભવ ષટ્‌દર્શન – તું વ્યાપ્ત – ષષ્ષા ! ષટ્‌સંપત્તિ પ્રાપ્ત.

સસ્સા ! સમજ સમજ સૌ સાર – તું છે નર ને માયા નાર –
સુજ્ઞ પુરુષનો એ સંસાર-સસ્સા ! સમજ સમજ સૌ સાર.

હહ્હા ! હરિગુરુસન્તસ્વરૂપ ! નાથ નિરંજન હંસ અરૂપ –
રમતા રામ સદા ગુરુ રૂપ-હહ્હા ! હરિગુરુ સન્તસ્વરૂપ.

ળળ્ળા ! કળા કરી કિરતાર – માયા, કાળ, રમે બે બાળ ! –
મળતી કાળાતીતની ભાળ – ળળ્ળા ! કળા કરી કિરતાર.

ક્ષક્ષા ! ક્ષર તે જીવ જ ક્ષુબ્ધ–અક્ષર ૐ અનાદિ અક્ષુબ્ધ –
અનુભવ બ્રહ્મ અનન્ત અલુબ્ધ-ક્ષક્ષા ! ક્ષર તે જીવ જ ક્ષુબ્ધ.

જ્ઞજ્ઞા ! જ્ઞેય અનાદિ અનન્ત – જ્ઞાન તણો ભક્તિમાં અન્ત –
સન્ત સદા સાગર ઉલસન્ત – જ્ઞજ્ઞા ! જ્ઞેય અનાદિ અનન્ત.

— સાખી —

ઉક્ત ત્રણ ત્રિમુખે ભણ્યા, ત્રિપદા રૂપ અરૂપ –
સાગર જય જયકાર હો – હરિગુરુસન્તસ્વરૂપ ..
ગુરુ ગુરુ ગુરુદેવકી જય – જય જય ગુરુદેવકી જય !
ગુરુ ગુરુ ગુરુ ॐ

# ॐ प्रभुजीना महिना



સખિ ! કાર્ત્તિક પહેલો માસ – તક તો વીતે રે ! –
છ નામ તણો સહુ નાશ – હરિ ભજ પ્રીતે રે ! સખિ ! ૦

સખિ ! માર્ગશીર્ષમાં માર્ગ – સાચો સહેલો રે ! –
છે પ્રભુજી સાંગોપાંગ – સદ્‌ગુરુ મેળો રે ! સખિ ! ૦

સખિ ! પોષે પોષણ થાય – આ સહુ ક્યાંથી રે ? ! –
શિવ જીવમાં કેમ સમાય ? ! – સદાનો સાથી રે ! સખિ ! ૦

સખિ ! મહા પુરુષનો મર્મ – જીરવ્યા જેવો રે –
સહુ ધર્મોનો મહા ધર્મ – પાળ્યા જેવો રે ! સખિ ! ૦

સખિ ! ફાલ્ગુન વાણી માત્ર – અનુભવ એવો રે –
છે બ્રહ્મ તણું આ ગાત્ર – કોણ હું ? કેવો રે ? ! સખિ ! ૦

સખિ ! ચૈત્ર ! અહો વૈચિત્ર્ય – દૃષ્ટિ લાધી રે ! –
નહીં શત્રુ કે નહીં મિત્ર – સહજ સમાધિ રે ! સખિ ! ૦

સખિ ! વૈશાખે વિભુ સાખ – ઘટ ઘટ એક જ રે ! –
જળ ભરીને જો ઘટ લાખ – એક જ સૂરજ રે ! સખિ ! ૦

સખિ ! જ્યેષ્ઠ માસ ભરપૂર – વરસે વૃષ્ટિ રે ! –
ઉર વિલસે હકનુ નૂર – સુન્દર સૃષ્ટિ રે ! સખિ ! ૦

સખિ ! આષાઢે શા ઢંગ ! – ઓ ધણી ! ત્હારા રે ! –
આ રેલ્યો રંગ સોરંગ ! પરાથી પારા રે ! સખિ ! ૦

સખિ ! શ્રાવણ માસ મહાન્ – ગુરુઘર લીધું રે ! –
ભૂત, ભાવિ ભૂલી વર્તમાન – સ્મૃતિએ સિધ્યું રે ! સખિ ! ૦

સખિ ! ભાદરવે દરવાન્ – ખૂલ્યા બ્રહ્મદ્વારા રે ! –
નહીં જ્ઞાન, નહીં અજ્ઞાન – સ્વયં ઠરનારા રે ! સખિ ! ૦

સખિ ! આશ્વિનમાં સ્વયમેવ – જ્યોતિ ઉજાગર રે ! –
કર્ત્તા ભર્ત્તા ગુરુદેવ – સેવક સાગર રે ! સખિ ! ૦



# ॐ प्रभुजीना सात वार



સખિ ! ગુરુ 'ગુરુ' કિરતાર – ભણતર ભણીએ રે ! –
છે સહુ પ્હેલાં ગુરુવા'ર – 'ગુરુ' ગુરુ ભણીએ રે !

સખિ ! શુક્રવાર સુવિચાર – જીવ ! શું કરવા રે ? –
આ ધર્યો ધરા અવતાર – કયી વિધિ મરવા રે ? !

સખિ ! શનિવારે હનુમાન – શ્રી બ્રહ્મચારી રે –
– હ્યો રામમંત્ર મહાન્ – કહેત પુકારી રે !

સખિ ! સૂર્યવાર રવિવાર – દ્વિજને વ્હાલા રે !
સવિતા બુદ્ધિ દેનાર – ત્રિભુવન વાળા રે !

સખિ ! સોમે છે શી વાર – પ્રભુજીને મળવા રે ?
જો મન, બુદ્ધિ તૈયાર – ચિત્ત ઝડપવા રે !

સખિ ! મંગલ મગલ દેહ – માનવ તનુનો રે ! –
છે હેતુ દેહ વિદેહ – અનુભવ મનુનો રે !

સખિ ! બુધવારે શુદ્ધ બુદ્ધ – સર્વ વિલાણી રે !
છે પ્રણવ સ્વરૂપ પ્રબુદ્ધ – સન્તની વાણી રે !

સખિ ! સાતે વાર સમાસ – આસ ઉજાગર રે ! –
આઠમો અનુભવ વ્યાસ – સદ્‌ગુરુ સાગર રે !



– સાખી –

ઠક્કા સંગાથે ભણ્યા, માસ અને વળી વાર ;
સાગર પરમાત્મા ગુરુ – જય જય દીનદયાલ !
ગુરુ ગુરુ ગુરુદેવકી જય ! જય ! જય જય ગુરુ ૦



– સોરઠો –

નિશદિન ત્રિગુણાતીત – દત્ત ગુરુ અવધૂત ઓ......મ –
સાગર સદા પ્રતીત – ॐ પ્રભુજી ॐ સત્ ગુરો !
ગુરુ ગુરુ ગુરુદેવકી જય ! જય જય ગુરુ ૦

# वतननुं भजन



આયા – આયા – દેખો ! હો દેખો વતન ! વતન ! –
દેખો દેખો – આયા ! હો આયા વતન ! વતન ! આયા ૦

જાતે જીવ ગુમાવી જીવ્યાં – ખોયાં ખોયાં માયા તનમનધન –
અગ્નિ, જલ વા લેજો પૃથિવી – ૐ सर्वं खल्विदं ब्रह्मगगन –
લગી – લગી ગુરુસે' રામલગન – લગન ! આયા આયા ૦

અથ શ્રી ૐ પ્રથમ ગુરુલગની – મોહ્યાં મોહ્યાં બુદ્ધિ ચિત્ત ને મન ;
શનૈઃ શનૈઃ સ્વાનુભવ થાતાં, વિકસ્યું આ અન્તરમાં નૈમિષારણ્ય–
જાગ્યું – જાગ્યું ગર્ભનું ધ્યાનસ્મરણ – સ્મરણ ! આયા આયા ૦

ઋષિ મુનિ સહસ્ર અઠયાસી ભારે – ન્યારે ન્યારે અવધૂત જ્ઞાનઘન !–
ત્રિજીગી ત્રિગુણાતીત સ્વયંભૂ – આપે હો પ્રભુજી ! દત્ત દયાઘન –
મીલે મીલે સત્ગુરુજી ત્રિવદન – વદન ! આયા આયા ૦

જાત.ભાત, કુલ, રૂપ, પ્રભુજી ! પૂછું–પૂછું સાચ્ચું અસલ મુજ વતન–
ક્યહાંથકીઆવ્યાં ? ક્યહાંહજીજાવું ? નમી નમી પૂછું, ગુરો ભગવન્ !–
'ગુરુ ગુરુ' અનાદિ ભણે સૃજન – સૃજન ! આયા આયા ૦

સાન્ત જગજીવ, સત્ય સનાતન – ૐ – શ્રી હરિગુરુસન્તસદન –
આસે ઉદ્ધારક-સતગુરુ સાહાય્યક–પ્રભુ પ્રભુ પાલક સૌ સેવક સર્જન–
જુવો જુવો સદ્ગુરુબ્રહ્મ – સઘન – સઘન ! આયા આયા ૦

આયા ઝવેરી–હીરા લાયા – કોઇ કોઈ લાયા રે લાલ રતન –
ગુરુજી આયે ! ક્યા ક્યા લાયે ? – ખાલી ખાલી ખંખમ્ તનમન–
લાયા – લાયા – લે લેના રામરતન – રતન ! આયા આયા ૦

અપરિમિત ઘન આ બ્રહ્મસાગર – ઊર્મિ ઊર્મિ નિજ પ્રેમે મગન –
ૐ પ્રભુજી ૐ પ્રભુજી જપતાં – પામ્યાં પામ્યાં અમે બ્રહ્મવતન –
ડુબો ડુબો-આયારો ઘટ ભગન – ભગન ! ... આયા આયા ૦



# रसजाह्नवी झील्यां करे



હાં – શું પૂછયું વૈષ્ણવ જને ? – "સાગર! કહો સાચો ધરમ" :
બસ એ જ કહ્યું દિલ્દારને – "ગુરુ ૐ પ્રભુજી સદ્ધરમ".
હાં – શું પૂછયું ૦

ગુરુ "કૃષ્ણ કૃષ્ણ" કરી કરી –
અર્જુનપણું અન્તર ભરી –
ગીતા ભણી 'અઢી' અક્ષરી – ઘેલી જ ગોપી બેશરમ !
હાં – શું પૂછયું ૦

યા ઈશ્ક એ અલ્હદસ્ત રાહ –
શું – બેખબર છો ?! વાહજી વાહ !
જ્યાં ખુદ બ ખુદ પ્રભુજી પ્રવાહ – 'खं ब्रह्म सर्वं खल्विदम् ॥'
હાં – શું પૂછયું ૦

હુમ્નાહુ સમાધિમાં સુતો –
મરતો નહીં – નહીં જીવતો –
આવ્યો અસલ જેવો હતો – હો ધન્ય આ ખાકી જનમ !
હાં – શું પૂછયું ૦

જા – જો :– 'દીવાને સાગરે' –
અળગા હરિ ? ના ના ખરે !
રસજાહ્નવી ઝીલ્યાં કરે – સુરસાગરે સહુ દમ બ દમ – !
હાં – શું પૂછયું ૦

# आप सहारा हमारा



આપ સહારા હમારા –
હરિ! હરિ! આપ સહારા હમારા.
હરિ! હરિ! આપ સહારા હમારા.

પૃથિવી, ગગન, જલ, તેજ રુ વાયુ, –
કોઉ ન તનક હમારા!! –
હરિ! હરિ! આપ સહારા હમારા.

ત્રિગુણાતીત હર, વિષ્ણુ, વિરિંચિ –
શેષ, સ્વયંભૂ, દુલ્હારા!
હરિ! હરિ! આપ સહારા હમારા.

આશિક જ્યું સુમરત માશુકકો –
ત્યું સુમરન હૈ તુમ્હારા!
હરિ! હરિ! આપ સહારા હમારા.

અસ્થિતિ પૂરન ઉન્મનિ પદપેં –
પ્રેમસે પાર ઉતારા!
હરિ! હરિ! આપ સહારા હમારા.

ગુરુદેવ દત્ત – અહો – જ્ઞાનસાગર –
સંં બ્રહ્મ ખલક – ખેલારા!
હરિ! હરિ! આપ સહારા હમારા.

# પ્રભુ તું જ છે – પ્રભુ તું જ છે



આદમ દિલે અલ્લાહ છે – ગેબી રહસ્યનિકુન્જ છેઃ
ગુરુથી જ ઉકલી ગૂજ છે – પ્રભુ તું જ છે – પ્રભુ તું જ છે.
આદમ દિલે અલ્લાહ છે ૦

ગુરુના ગિરામૃત સાંભરે :–
" પ્રભુ તું અનાદિ અનન્ત છે "–
અન્તર નિરન્તર ઊછળે :– પ્રભુ તું જ છે – પ્રભુ તું જ છે.
આદમ દિલે અલ્લાહ છે ૦

તત્ત્વજ્ઞ કેરૂં તત્ત્વ તું –
સહુ સાત્ત્વિકોનું સત્ત્વ તું –
મમતા રહિત મમત્વ તું – પ્રભુ તું જ છે – પ્રભુ તું જ છે.
આદમ દિલે અલ્લાહ છે ૦

પ્રભુ ! તું દયાઘન તાત છેઃ
નિર્ગુણ નિરંજન નાથ છે·
જ્યાં ઈશ્ક, ત્યાં સાક્ષાત છે ·– પ્રભુ તું જ છે પ્રભુ તું જ છે.
આદમ દિલે અલ્લાહ છે ૦

અવ્વલથી બસ આખિર લગી –
માગું ન બીજુ દિલ થકી –
સાગર અમર હો દિલ્લગી – પ્રભુ તું જ છે – પ્રભુ તું જ છે.
આદમ દિલે અલ્લાહ છે ૦

# સુણે છે કે સુષુપ્તિમાં ? !



અગર અલ્લાહ કહે "હાં – હાં – ઈજન કરૂં હકપરસ્તીમાં :
" મગર માગુ છું – માગું – હાં – દિલે દિલ ફુલ પરસ્તીમાં "
અગર અલ્લાહ કહે ૦

" અગર જો હા, કહે હા હા –
" દિલે ના તો કહે ના ના :
" ન ઊણપ રંચ વૃત્તિમાં – અનલહક – એક હસ્તીમાં ."
અગર અલ્લાહ કહે ૦

" કદમ જ્યા જ્યા જુવે મ્હારૂં –
" વહે શું ત્યા જિગર ત્હારૂં ?
" ન અધવારૂં, ન સહિયારૂં – સદા સંસિદ્ધ ભક્તિમાં . "
અગર અલ્લાહ કહે ૦

" તું વાવે બીજ જે જે જે –
" લણું હું સર્વ તે તે તે –
" લણું ના, જો તું ના વાવે – અનન્તાદ્વૈત મુક્તિમાં ."
અગર અલ્લાહ કહે ૦

વચન આ એક ઈશ્વરનું :
ગઝલ ગેબી ગુરુઘરનું :
અગર સંગીત સાગરનું – સુણે છે ? કે સુષુપ્તિમાં ? !
અગર અલ્લાહ કહે ૦



# बदन वगरनी बदली



સાગર અગર સરખેજ પર સરખે જ આવે સહુ અગર —
દીઠું ન બીજું કૈં મગર, દિલ્બર! અગર ત્હારા વગર.
સાગર અગર સરખેજ પર ૦

હઝરત અન્વર સૂફી હતા —
તાણ્ડવ મહાશિવ નાચતા —
બ્રહ્મર્ષિ દિવ્ય બિરાજતા — ધન ધન ગુરુનું અલખનગર!
સાગર અગર સરખેજ પર ૦

હા - હા - જી! બુલબુલ! ગા ફરી! —
ગા ગીત ગા સર્વોપરિ —
અલબત્ત! કલમ! લખ ઈશ્વરી! આ પિણ્ડગત બ્રહ્માણ્ડપર.
સાગર અગર સરખેજ પર ૦

અય બેશરમ બીબી હવા! —
કર કાં ફિકર? — ઝખ મારવા!
'છે - છે મના ફલ ચાખવા' — બસ છોડ સહુ ઈશ્વર ઉપર.
સાગર અગર સરખેજ પર ૦

અજી આઇયે ચાંદા - સૂરજ! —
સુણિયે - જી - હાં - નવતર તરજ —
સાગર - સનમ એક જ ફરજ - બદલી કરી શું બદન વગર!!
સાગર અગર સરખેજ પર ૦

---

# एवो ते केफो शी करी रे ?!



એવી તે કેફ઼ા શી કરી રે ?! –
(એ તો) જાણે મ્હારા ગુરુજી તારણહાર –

વ્હાલા મ્હારા વસ્તુને જાણણહાર –!
એવી તે કેફ઼ા શી કરી રે ?!

એક સરોવર દીઠું એવું –(જેને) નહીં કાંઠો, નહીં પાળ;
ન્હાયા, ધોયા ને ધ્યાન લગાવ્યા – ત્યાંથી સૂઝ્યું છે ત્રિકાળ.
એવી તે કેફ઼ા શી કરી રે ?!

ગેબી એક ગુફા ચોખડી – જ્યાં બેઠા ગુરુજી નિરૂપ –
નિર્ગુણ સગુણ પગતપર પોતે – ભૂપોના યે અધિભૂપ.
એવી તે કેફ઼ા શી કરી રે ?!

સાગર એક સનાતન સ્વામી – ભોગવિયે ભૂમાનો ભેવ;
અનુભવને આકાશે અબધૂ – ઘેલાં કર્યાં ગુરુદેવ!
એવી તે કેફ઼ા શી કરી રે ?!



# तोळलनुं भजन

ઠ

આવો આવો આવોને , જેશળ રાય ! – – –
વાતું તો કરીએ શ્રી ગુરુના...હે.... ....શની હે...જી !
(અને) વાતે વાતે પ્રભુજી પ્રત્યક્ષ થાય –
જાગે જાગે જ્યોતુ અનન્ત ઉજે.... ..શની હે...જી !
આવો આવો આવોને જેશળ રાય ! ૦

આ વનવગડે વસમી વાટ્યું – (અને) ઊંડેરી મેઘલ રાત ;
મારગડે મળીઆ સાધુડા – જુના જુના જોગીની જમાત –
કંઠે માળા તો ફણીધર શે ... ....પની હે ...જી !
આવો આવો આવોને જેશળ રાય ! ૦

આડા સાત સમંદર ઊભા – (તેને) પેલે પાર મુકામ ,
બીજ – મંત્ર તારક ગુરુ વાચક – અખૂ અલખ ગુરુ રામ-
લાગી લાગી નગરી તો લંકે ... ... શની હે · જી !
આવો આવો આવોને જેશળ રાય ! ૦

દિલ–દરિયામા દોટયુ દીધી – ઠરવાનો જીવને કયાં ઠામ ?!
બે આંખે દીઠુ ના છોડયુ – રાખનવાળો મ્હારો રામ –
કાયા ને માયા તો ગુરુ પરમે······શની હે ..જી !
આવો આવો આવોને જેશળ રાય ! ૦

સાગર આ ભવ મહેરે તરીઆં – બાંધ્યા છોડ્યાનો નહીં ઘાટ-
ગુરુને પ્રતાપે બોલ્યા તોળાંદે રાણી રે અગમ નિગમનો આવો ઠાઠ –
વાણી તો અણુલિંગી ગુરુ – આદે . શની હે ...જી !
આવો આવો આવોને જેશળ રાય ! ૦

# श्री कलापीने स्नेहाञ्जलि



સન્તસદનના વાસી શ્રી સુરસિંહજી !
અલખ પુરુષ હો અવતારી સાક્ષાત જો :
ઈશ્ક અનલહકના એ અવધૂ ઑલિયા,
ઘેલી રે ઘેલી કીધી ગુજરાત જો !
સન્તસદનના વાસી શ્રી સુરસિંહજી !

અમરા રે પુરીના હો જંગી જોગિયા !
થાક્યાં ને તરસ્યાંના તારણહાર જો;
સુતી રે સુતી આ આત્મા ભોંતમાં,
સિંચ્યો તે પર સ્નેહામૃતરસસાર જો !
સન્તસદનના વાસી શ્રી સુરસિંહજી !

" अयमात्मा परमेमास्पद " – रसरूपता !
પઞ્ચદશીનું મીમાંસક એ સૂક્ત જો :
પીધું ને પાયું એ સારા દેશને,
પ્રજ્ઞાની, યોગી તો યે રસયુક્ત જો !
સન્તસદનના વાસી શ્રી સુરસિંહજી !

સ્વીકારો સ્વીકારો આ સ્નેહાઞ્જલિ !
આપ્ત જનોના મોંઘેરા એ લ્હાવ જો :
નિત્ય નિરન્તર, નાથ ! અભેદ ભણાવજો,
નથી ઊણા ઉર સાગરના સદ્‌ભાવ જો !
સન્તસદનના વાસી શ્રી સુરસિંહજી !



# अनादि अनन्त अद्वैत



ના થા – ના થા – ના થા રે –
મૈ તો તીનુ કાલમે ના થા.
ના થા – ના થા – ના થા રે! ૦

અપની હિ 'વૃત્તિ' કરિકે બનાયા –
જીવ, જગત્, જગન્નાથા!!
ના થા – ના થા – ના થા રે! ૦

ના થા બ્રહ્મા, ના થા વિષ્ણુ,
ના થા – ભલા – ભૂતનાથા!
ના થા – ના થા – ના થા રે! ૦

ના થા 'પુરુષ' – અરુ 'પ્રકૃતિ' ના થી–
વા ઘરકી રસ – ગાથા
ના થા – ના થા – ના થા રે! ૦

વિગતાવિગત પૂર્ન પરિબ્રહ્મન્–
આપે અનન્ત અબાતા.
ના થા – ના થા – ના થા રે! ૦

સચ્ચિદઘન આનંદ પરમાત્મન્ –
વૃત્તિકે પૂર્વે વહાં થા.
ના થા – ના થા – ના થા રે! ૦

# प्रेम स्वरूप प्रभुनुं भजन



નહીં રે બોલાવું – હું નહીં રે બોલાવું –
ઓ કહાન ! આજથી હું આપને નહીં રે બોલાવું !
હો કહાન ! આજથી ૦
હેત શું હરિનું હું બોલી બનાવું ?! વેણુ વ્હાલાની બજાવું ! હો ૦
છલકે છબિલો આ મનની મટુકીમાં, હેતે હુલાવું ફુલાવું ! હો ૦
ચિત્ત કેરી ગોળી ગોરસ ગુરુજ્ઞાનનું, તાવણી હું તત્ત્વની તાવું ! હો૦
વ્હાલું કરી વ્રજ દ્વારિકા બિરાજ્યા ! મૂંગાં મૂંગાં શમી જાવું ! હો ૦
આપે અદ્વૈત છો કેવલ હો કહાનજી સાગર આનન્દનો રેલાવું ! હો૦



# सहज समाधिनुं भजन



લીધા અબોલડા પાળું ! –
ઓ કહાન ! આજથી હું લીધા અબોલડા પાળું.
ઓ કહાન ! આજથી હું ૦
'ઇચ્છા' ને 'મંછા' બે સહીઓ તે વેરણ થઈ –
એકાકી જીવતર ગાળું – ઓ કહાન ! આજથી હું ૦
રૂપ ત્હારૂં પી પી, અરૂપી થયેલ છું –
રૂપમાં અરૂપ શું નિરાળું !! ઓ કહાન ! આજથી હું ૦
સૂતી સદા યે સહજની સમાધિએ –
આહા ! – અનન્ત અજવાળું ! ઓ કહાન ! આજથી હું ૦
ગાયો ચરાવી ને ખીલે બંધાવી –
કોનું કરીશું રખવાળું ?! ઓ કહાન ! આજથી હું ૦
સાગર આનન્દનો અવિચ્છિન્ન કાળથી –
આવો ને આવો ઉછાળું ! ઓ કહાન ! આજથી હું ૦



## त्रिपुरानुं भजन

'જમુના' ન્હાંવાને નહીં આવું ! –
ઓ કહાન ! આજથી હું 'જમુના' ન્હાવાને નહીં આવું !
ઓ કહાન ! આજથી હું ૦
ન્હાયું ને પીધું તો જોયું બધું ય છે – ચેતનનું ઓર ચમકાવું ! ઓ૦
ઘટમાં છે ગંગા ને ઘટમાં છે જમુના – ઘટમાં સરસ્વતી ન્હાવું. ઓ૦
કોઈ કહે રાધા, વિશાખા, લલિતા ! હું તો 'ત્રિપુરા' કહાવું ! ઓ
ભૂમાનો ભેવ યं ब्रह्म समुल्लास આ – ભેદમાં અભેદ ઓળખાવું ! ઓ
સાગર અનાદિ અનન્ત હો સનાતન બિન્દુએ સિન્ધુનું સમાવું ! ઓ
ઓ કહાન ! આજથી હું ૦

## मीरांना भजननो लय

તોરી – મોરી, કહાના ! કૈસી પ્રીત – ? –
ત્રિગુણાતીત – ત્રિભંગી – ત્રિપુરા –
કન્હૈયા ! ભૂમા બ્રહ્મ અચિંત્ય :–
રસો વૈ: ....? રસ રસ રસ રસ રે !
તોરી – મોરી – કહાના ! ઐસી પ્રીત ! .... તોરી મોરી ૦
તટ રે ત્રિવેણી તાર્યાં – બધી બાત ભૂધરે રે –
જળતી જ્યાં શાશ્વત જ્યોત – જળતી જળળળળળળળ રે ! તોરી૦
સરખી સમાણી સહીઓ, ત્રિવેણીએ ઝીલતાં રે –
ઝળકયો આ સચ્ચિદઘન – ઝળકયો ઝળળળળળળળરે ! ૦ તોરી૦
દસનાં ને રમનાં દાવાં – મધુવને મ્હાલીએ રે –
ફરીએ પવનથી ગમન – ફરીએ ફરરરરરરર રે ! તોરી ૦
છેલ્લા જનમની પ્રીતો – એની એંધાણીઓ રે –
ગરજે ગંભીર :– ગરજે 'ગુરુ ગુરુ ગુરુ ગુરુ' રે !
તોરી મોરી ૦

ॐ ॐ

# ઈંગ્લિશ પ્રલપનો





ઈ. સ. ૧૯૨૨ થી ઈ. સ. ૧૯૩૨

॥ ॐ सद्गुरु ॥



THE following pages *do* contain
*No Sophy or No Knowledge new ;*
THE TRUTH *in – Truth* & FACT *in – Fact –*
THE *Wisdom All in – OM --- ADIEU* .

ॐ ॐ ॐ



– 1 –



Who knocks the *door* ? – So early,
' *Oh yes* ' ' the Word – and " *Here*
' The *Guide* – *on Duty* , please ! ' b

' *Deevan-e-Sagar's nom de OM* '

1922

– 2 –



Whom Jo-ho-vah and Alif, Lam & Meem Reveal
Who Willed to be – beyond the Reason not the will, –
Deevan-o-Sagar's Om – the Mystic 'ternal Name –
Deo data ! Om ! Verily Verily ! ' am That I AM.

1923. }

ૐ ૐ ૐ

– 3 –



My Master taught me One – the Nameless Name –
No consonant – no vowel – Why ! – the aimless Aim !
Who wins within – from tip to toe – the *Quiet OM* –
Hath *all* on hand – as one abides *at home*.

1923 . }

ૐ ૐ ૐ

– 1 –



“ Where's the *office* ? Sir ! ”
[ or ‘Madam !’ – as the case may be. ]
The Consul asks from yonder walls –
so thick and high ;
“ O *here* ! ‘Down’ ! you ! ‘ Sir’ ! ”
[ *de* down & Sire to Thee ! ]
Returns the Head – Omega Deo Data –
[ “ *Tavern this* ? ’ O’ they tell a LIE .” ]

1923 }     ॐ ॐ ॐ



And shall we then permit the Court –
to get dis-solved ?
What drunken ones but midst the noon day do !
Of course , *Within the Truth* , that *truly* lived
and loved the JUST ;
But – fanning Thou – go on , my Fan ! What
hollow who and hush ! Cuckoo !

1924 . }

ॐ ॐ ॐ

– 6 –



It's Company all – *unmakes* a Man,
To downest down from High *Above* ;
' ALONE ' the word, inmakes the *man*,
All – one – alone – *Above's* ABOVE.

1926 }

ॐ ॐ ॐ

– ૭



Have I finished in Righteous Way ?
Deem not then for night or day
O' Life and death are *one* to me ,
And , God ! my LORD ! I *Rest* in THEE .

1932 }

ॐ ॐ ॐ

# શબ્દકોષ



અકાસી = આકાશી ; (गगनोपमोऽहम्, श्री अवधूत गीता.)
અખેલા = ખેલનાર છતાં, નહીં ખેલનાર એવા.
( જુઓ :- શ્રીમદ્ ભગવદ્ગીતા, કર્મમાં અકર્મની તત્ત્વજ્ઞાનની યુક્તિ. )
અગોચરી = ચાચરી, ખેચરી, અગોચરી વગેરે યોગાનુભવની ભૂમિકાનાં નામ છે.
અજા = અ + જા = નહીં જન્મેલી ; માયા. [Non existence].
અજાવર = માયાપતિ - ભગવાન્ - શ્રી હરિ.
અથાહ = અથાગ.
અનન્તાદ્વૈત = Infinite One-ness ; अजाव ब्रह्म.
અનભે = અનુભવ.
અનલ = અગ્નિ.
અનલપંખી = એક એવું પખી થાય છે કે જે પોતાની પાંખમાંથી અગ્નિ પેદા કરીને જાતે બળી મરે છે, અને તેની ખાખમાંથી નવો જન્મ ધારણ કરે છે. મુક્ત પુરુષની સ્થિતિનું આ રૂપક છે. (Phœnix.) ફીનિક્સ.
અનલહક = 'બ્રહ્મથી હું અભિન્ન છું' એવો ઈસ્લામી મંત્ર.
सोऽहम् અથવા अहं ब्रह्मास्मि ॥
અબધૂત = જેણે રાગની તેમ જ ત્યાગની બન્ને ભાવનાઓ તજી દીધી છે, તેવો તપશીલ અને જ્ઞાનસિદ્ધ પુરુષ, રાગત્યાગથી અતીત મસ્ત પુરુષ - ત્રિગુણાતીત સન્ત.
અમનસ્ક = } સંકલ્પ વિકલ્પ રહિત દશા - મન વગરની સ્થિતિ.
અમનસ્કપુરી = } ઉપરની સ્થિતિનું રૂપક.
અલખ = આત્મા.
અલહક = ॐ तत्सत् ॥
અલહસ્ત = "હું થાઉં" એવો ઈસ્લામી મંત્ર સરખાવો :-
एकोऽहम् बहुस्याम् । श्रुतिः ॥
અવ્વલ મંઝિલ = શરીર છોડી દીધા પછીની જીવની પહેલી મુસાફિરીને 'અવ્વલ મંઝિલ' કહે છે
આલમપનાહ = જગતને બચાવનાર - જહાંપનાહ.
ઈત ઉત = અહીં તહીં.

ઉછાંહિ = છાંયડો – છાયા.
ઉન્મનિ = तदुगतं मनोऽस्य उन्मना ॥
ઉન્મૂન = જુઓ :– ઉન્મનિ.
ઉલ્લૂક = ઘૂવડ.
ઓહંગમોહંગ = ॐ सोऽहम्. બ્રહ્મનો એકાક્ષરી મંત્ર.
કાશીપુરી = દેહને "કાશી"ની ઉપમા આપવામાં આવે છે
જુવો –'काशीक्षेत्रं शरीरं त्रिभुवनजननी व्यापिनी ज्ञानगंगा' વગેરે भगवान शंकराचार्यजी
કુટી = પર્ણકુટી, ઝૂંપડી.
ખિલોના = રમવાનું રમકડું.
ખુદમસ્ત = નિજાનન્દી, અભેદાનન્દી આત્મામાં મસ્ત.
ગહેરી – ઘેરી, ઊંડી ગૂઢ.
ગુફતગો = વાતચિત.
ગુલઝાર = બાગ – બગીચો.
ગુસ્તાખ = ઉદ્ધત, બેઅદબ
ઘિન્નથી = ગૂઢપણાથી – ગૂઢસ્થાનથી.
ચતુરાતીત = મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકારથી પર, સ્થૂલ, સૂક્ષ્મ, કારણ અને મહાકારણથી પર, જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ અને તુરીયા એ ચારે અવસ્થાથી પર.
ચિડિયાં = પંખી.
ચિલ્વન = પડદો: આવરણ.
ચિલ્લે = ઓથે.
ચોવીસ પચીસ ને છવ્વિસમા = ૫ ભૂત
૫ કર્મેન્દ્રિય
૫ જ્ઞાનેન્દ્રિય
૫ વિષયો
૪ અન્તઃકરણ

---

કુલ ૨૪ ચોવીસ
આ ૨૪ તત્ત્વો, ૨૫મી પ્રકૃતિ, ૨૬મો પરમાત્મા
જમાત = સમાજ અથવા ટોળું.
જનાજા = ઠાઠડી.

જીવનજી = મહાત્મા શ્રી જીવનદાસજી '– જેઓની સમાધિ લુણાવાડા રાજ્યમાં શીમળીઆ ગામે ચેતનચેતરો એ નામથી ઓળખાય છે. તેઓ શ્રી મહાત્મા લાલદાસજીના શિષ્ય અને મહાત્મા શ્રી લાલદાસજી તે મહાત્મા શ્રી અખાજીના શિષ્ય. તેઓશ્રીનું અત્રે નૈમિત્તિક આહ્વાન અને વિમર્જન કરવામાં આવ્યું છે.

જુદ્ = જુદી – જુદાઈ; દ્વૈતબુદ્ધિ.

જુનાગઢ = જુના જીવનનું – (Material lifeg) દેહાભિમાની જીવનનું આ રૂપક છે.

જેરુસેલમ = નવા જીવનને પવિત્ર નગરની ઉપમા આપવામાં આવી છે.

ઝબાં = જીભ; ભાષા; વાણી.

ઢીમર = મચ્છીમાર.

ઢોલનજી = વરરાજા.

તકિયા = ભજન અને ધ્યાન કરવાની એકાન્ત જગાહ. (Hermitage).

તનક = જરાક, કિંચિત્.

તદ્દૂરે તદ્વન્તિકે = 'દૂરમાં દૂર' અને 'પાસેમાં પાસે' પણ 'તે' જ છે એવો ઉપનિષદ્‌નો મંત્ર. સરખાવો :– "ગયેકી રગસે હુંક નઝીક હૈગા".

તરઝ = રચના, કૃતિ; ઇબારત.

તૂતી = મેના; પોપટ (સ્ત્રીલિંગ).

તોબાહ = પશ્ચાત્તાપ

ત્રિપથી = વેદમાં કહેલ ત્રિમાર્ગાનુગામી એટલે કર્મ, ઉપાસના અને જ્ઞાન એ ત્રણે માર્ગે જેનો પ્રવાસ છે તેવો.

ત્રિપુરા = ત્રણે પુરમાં રહેનાર તે. (સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણે પુર.)

ત્રિપુરાન્ત = ત્રિગુણનાં તેમ જ સ્થૂલ, સૂક્ષ્મ અને કારણનાં ત્રણે પુરોનો જ્યાં અંત આવે છે તે અંતઃસ્થિતિ; જાગ્રત વગેરે ત્રણે અવસ્થા જ્યાં લય પામે છે તે સ્થિતિ.

ત્રિભંગી = સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણેનો જ્યાં લય થાય છે તે અંતઃસ્થિતિ; ત્રણે ગુણોનો ભંગ કરનારી નિર્ગુણાનુભવની અવસ્થા.

ત્રિવિધિ = આધિભૌતિક, આધિદૈવિક અને આધ્યાત્મિક એ ત્રણે વિધિઓથી. (Three-fold).

**ત્રિવેણી** = જે સ્થાને ત્રણ પ્રવાહનું ઐક્ય અનુભવાય છે તે સ્થાન ના સ્થિતિને ત્રિવેણી કહે છે. ભક્તિ, યોગ અને જ્ઞાન ત્રણેનો સ્વાનુભવ જ્યાં એકતામાં મળે છે તે સ્થિતિ.

**દાન્ત** = જેણે ઈન્દ્રિયોનું દમન કર્યું છે તેવો.

દામન = પાલવ, છેડો.

દૂઈ = બેપણું – દ્વૈત.

દૂહાઇ = આણ.

દૂહાગન = અણમાનીતી.

દૂલ્હન = કન્યા. (The Bride)

દેવહુતિ = ભગવાન કપિલદેવના જનેતા અને પ્રજાપતિ કર્દમ ઋષિની પત્ની. (દેવ+હૂતિ = જેણે પોતાનું સર્વ દેવમાં હોમેલું છે તેની પ્રકૃતિનું આ રૂપક છે.]

**નજીવાબાદ** = જીવદશાથી ઉપરની સ્થિતિનું – જીવતા છતાં મળેલા દાનનું આ રૂપક છે.

નવાનગર = દ્વિજ જીવનને એટલે બ્રાહ્મી જન્મને નવીન નગરની ઉપમા આપવામાં આવી છે.

નાહમ્ = "હું નહીં – હું નહીં" એવો મંત્ર. આ શબ્દ ખુદી વગરના મુરશીદનો છે.

નિસ્તારો = અન્ત; પાર; છેડો.

નુસ્ખા = ઈલાજની – ઉપચારની – ઔષધની યાદી. પ્રિસ્ક્રિપ્શન.

નૂરત – પ્રકાશ = જ્યોતિ = અલખ = નિર્ગુણ બ્રહ્મ.

નેડા = નજીક પાસેમાં પાસે

નેસ્ત હસ્ત = नास्ति वा अस्ति,

નૈમિષારણ્ય = મનોમય ચક્રની ધાર ફરતાં ફરતાં જે સ્થળે કુંઠિત થાય છે, તે સ્થળ ના તે સ્થિતિનું આ રૂપક છે (વિશેષ માટે જુઓ – વાયુપુરાણ).

**પૂરતી** = ભક્તિ, પૂજા, ઉપાસના

પીવ = પિયુ, પરમાત્મા (The Beloved ; The Lord.)

પંચદશી = પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રીમદ્ વિદ્યારણ્યસ્વામીકૃત વેદાન્તના જે ગ્રંથો છે તેમાં 'પંચદશી' મુખ્ય ગણાય છે.

પ્રસ્થિત પ્રજ્ઞા = સ્થિર બુદ્ધિ, અદ્વૈતસમાધિ

પ્રજ્ઞા = સ્થિર બુદ્ધિ, નિશ્ચયાત્મિકા બુદ્ધિ, જુઓ – શ્રીમદ્‌ભગવદ્‌ગીતા, શ્લોક, ૪૭ થી ૭૨.

નમાનન્દબ્રહ્મ = 'બ્રહ્મ પ્રજ્ઞાન અને આનન્દરૂપ છે' એવું ઋગ્વેદનું મહાવાક્ય

ફૈઝલ = મહેરબાની, કૃપા.
ફૈઝલે અનલહક = બ્રહ્મકૃપા; પરમાત્માની દયા. 'ब्रह्मकृपा हि केवलम्'.
ફૈલક = આકાશ.
બકા = મુક્તિના સ્વાનુભવની સ્થિતિ. "ફના" પછીની હાલત.
બાદે ફના = દેહાભિમાનના ન્હાના "હું"ના હોમાઈ ગયા પછીની દશા. બ્રહ્મજન્મ, બ્રાહ્મી દશા – મુક્ત પુરુષની સ્થિતિ.
બિસમિલ્લાહ = કાર્યનો આરંભદર્શક મંગલ મંત્ર. 'ઓ પરમાત્મન્ ત્હારા નામ સાથે' – એવો આ અરબ્બી શબ્દોનો અર્થ છે.
બુદબુદા = પરપોટા.
બુલબુલ = મધુરા સ્વરથી ગાનારું એક ન્હાનકડું પંખી; 'આત્મા'નું આ રૂપક છે.
બેખુદ = હું પણાથી – અહંમમત્વથી – રહિત. (Beyond self.)
બેગાના = બીજાનો થયેલો; ભક્તિની અનન્યતામાં ચૂકેલો જીવ.
ભર્ગ = પ્રકાશ (Effulgence) – આન્તર સવિતાનુ જ્યોતિ – પ્રજ્ઞાનનુ તેજ, આ સ્વાનુભવ માટે દ્વિજ થનાર દરેકે ગાયત્રીમંત્રમાં સવિતાના ભર્ગનું ધ્યાન કરવાનું છે.
ભર્ગભૂમિકા = જ્ઞાનના સ્વાનુભવની સાત ભૂમિકા એટલે સાત પગથીયાં (Stages). શુભેચ્છા, વિચારણા, તનુમાનસા, સત્ત્વાપત્તિ, અસંસક્તિ, પદાર્થાભાવિની અને તુરીયાવસ્થા.
મધુપુરી = મથુરા. ભક્તિના પ્રેમપ્રદેશનું આ રૂપક છે,
મરસિયા = રાજિયા, પરજિયા.
મહેરી = મેરી = નારી = માયા.
માયારો = માયાનો (મારવાડી પ્રયોગ).
મારિફત = શરીઅત, તરીકત, હકીકત અને મારિફત – એવા સૂફી દર્શનોના અંદરની હાલત મુજબના ક્રમિક દરજ્જાઓ ઠરાવેલા છે. જુઓ :– શ્રી અક્ષયવાણી – પરિશિષ્ટ ૧, ૨, ૩.
મુદા = આનન્દ; ઉલ્લાસ.
મુર્શિદ = ગુરુદેવ.
મુસ્તાક = મસ્ત.
યક = એક
રબ = પરમાત્મા.
રાઝ = રહસ્ય; ગૂઢજ્ઞાન, (Mystery).
રાઝે બકા = મુક્તિનું રહસ્ય; ગુહ્યસ્નો ભેદ.
{શાર = ફિસાદ; ગડ.
વહદત = એકતા; અદ્વૈત; પરમાત્માનો સમાગમ.
વારાણસી = કાશી.

વારુણી = મદ્ય
વિગતાવિગત = વ્યક્તાવ્યક્ત ; દૃશ્ય અને અદૃશ્ય .
વિજન = નિર્જન .
શતરંજ = ચતુરંગની – 'બુદ્ધિબળ'ની રમત (The Chess).
શાયર = કવિ (A Poet) .
શાહી = બાદશાહી .
શૂન્ય = અનાદિ અનંત અદ્વૈત .
સેજડિયાં = સેજ ; શય્યા .
સરાહી = ધર્મશાળા ; મુસાફિરખાનું .
સહારો = સાહાય્ય ; મદદ ; સહાય .
સાકી = પ્રેમરૂપી મદ્ય પાનાર – ગુરુ [The Spiritual Guide].
ગુરુના જ્ઞાનમા વૃત્તિની લીનતા અનુભવાતાં, જગત્ ભુલાઈ જાય છે એટલા માટે એને સાકી કહેવામાં આવે છે.
સાન્ત = અંતવાન ; ક્ષણિક .
સાંઈયા = પરમાત્મા .
સુન = શૂન્ય ; બ્રહ્મ
સૂરત = દર્શન , દીદાર .
હક = સત ; બ્રહ્મ . – The Truth – Absolute Eternal .
હવા બીબી = જગતની ઉત્પત્તિના પહેલા પુરુષ બાવા આદમના પત્ની બીબી હવા ('Eve') . પ્રકૃતિનું આ રૂપક છે.
હાથીદિલ = 'હું' રૂપી હાથીનું મહાબલિદાન .
હારદ = તત્ત્વ ; સાર ; રહસ્ય .
હુમા = એક પંખીનું નામ છે . એ પંખી પ્રભુકૃપાની આગાહી આપનાર મનાય છે .
હંસપદપ્રસ્થિતા = હંસના અનુભવમા સ્થિત થયેલી .
હંસી = વિકાર પામેલી પ્રકૃતિનું આ રૂપક છે.

જય જય ૐ પ્રભુજી ૐ
જય જય ૐ પ્રભુજી ૐ
ૐ આમીન ૐ

